૩૯૯૦

રસીક અને બોધદાયક

વાર્તાઓનો

સંગ્રહ.

# આશિરાસણ અને ભાઈ બેનનું હિત.

રચનાર

વૈદ્ય

મહીધર પુરૂષોત્તમ.

મુલ્ય ૧૦ આના.

૩૯૦

# બાળશિક્ષણ

અને

# ભાઇ બેનનું હેત.

એક

રસીક અને બોધદાયક વાર્તાઓનો સંગ્રહ.

રચનાર

મહીધર વિ. પુરુષોત્તમ વૈદ્ય.

यन्नवे भाजने लग्नः संस्कारोनान्यथा भवेत् ।
कथाच्छलेन बालानां नीतिस्तादिह कथ्यते ॥

મુંબઈ
સુબોધપ્રકાશ પ્રેસ.

૧૮૮૯

કીંમત ૧૦ આના.

# પ્રસ્તાવના.

બે વિદ્વાનો આનંદથી વાતો કરતા બેઠા હતા. પહેલાએ કહ્યું કે વડી સરકારનો નીતિની કેળવણી આપવા વિષેનો ઠરાવ તમે વાંચ્યો હશે. એ કેળવણી આપવા માટે પુસ્તકો રચવાનું કામ તમને સોંપે તો તમે કરી શકો ખરા? બીજાએ કહ્યું કે સરકારને જેણે સૂચના કરી છે તેજ ધણી એ પુસ્તકો રચે તો સારૂં. એનાં પુસ્તકો બહાર પડશે તો તેની ઉપર ટીકા કરવાનું કામ હું ખુશીથી માથે લઇશ. પહેલાએ કહ્યું કે ત્યારે તમે શું એમ ધારોછો કે નીતિની કેળવણી ન આપી શકાય? બીજાએ કહ્યું કે મને આપનો પ્રશ્નજ આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. નીતિની કેળવણી તે શું એકડે એકની પાડ છે કે નિશાળમાં શિખવાય? આવી રીતે એ વિદ્વાનો લગભગ અરધા કલાક સુધી વાતચિત કરી એવા નિશ્ચયપર આવ્યા કે, સરકાર જે ધોરણે નીતિની કેળવણી આપવા માગે છે તે ધોરણે તે અપાઈ શકાવાની નથી. તેમાંથી લાભના કરતાં હાનીની આશા વધારે રહે છે. આ વિદ્વાનોની વાતમાં સત્યાસત્ય કેટલું હતું તે વિચારવાનું કામ અમે વાંચક વર્ગનેજ સોંપીએ છીએ. નીતિની કેળવણીની જરૂર છે પણ ચોપડીઓમાંથી પાઠ શીખવાય તેવી રીતે શીખવાથી શું ફાયદો થાય? હાપફ્ત ચોપડીઓમાં જૂઠું ન બોલવા તથા ચોરી ન કરવા વિષે બોધપરત્વે ઘણા પાઠો છે, પરંતુ તે વાંચીને કેટલા નિશાળીઆઓએ જૂઠું બોલવું મૂકી દીધું, તે આપણે નહિ તો આપણી નિશાળના મહેતાજીઓ સારી પેઠે જાણે છે. નીતિની કેળવણીમાં બોધ કરતાં આચરણ વધારે ઉપદેશ આપે છે, અને તે આ-

ચરણને દર્શાવનારા કાવ્ય દિક ગ્રંથો આપણી આર્ય ભાષામાં પણ ઘણા મળી આવે છે. પણ તે વાંચવાને યોગ્ય થએલાં મનુષ્યોનું અંતઃકરણ તેનો બોધ ગ્રહણ કરવાને યોગ્ય હોતું નથી. કારણ કે બાલ્યાવસ્થામાંજ રૂઢ થયેલા ભાવ બહુશઃ યુવાવસ્થા અથવા વૃદ્ધાવસ્થામાં પણ રહે છે. અર્થાત્ એ ઉત્તરાવસ્થાઓ કંઇપણ ભાવરૂઢ કરવાને યોગ્ય નથી. A child is father to man. એ પંક્તિ કહેનાર કવિનો પણ એજ આશય છે. ત્યારે બાળકોને તેમાં પણ વિદ્યાર્થિઓને ઉપદેશ લેવા યોગ્ય નાની નાની કથાઓનો સંગ્રહ કરવાનું કેટલાએક તરફથી મને સૂચના થતાં, આ લઘુ ગ્રંથ જન સમૂહને નિવેદન કરૂં છું. પણ જેમ નબળી બાંધાની માતા બાળકને જન્મ આપી તેને પોષણ કરવાનું કામ બીજાને સોંપે છે, તેમ આ ગ્રંથને પુષ્ટિ કરવાનું કામ હું પણ વિદ્વજ્જનોને સોંપું છું. એનો સારો ઉપયોગ થતાં મને કંઇ સંતોષ મળશે, તો તે મારા યત્નનું નહિ, પણ તેને પુષ્ટિકરતા વિદ્વાનોના યત્નનું ફળ મને મળ્યું એમ હું સમજીશ. તથાસ્તુ.

બીજું આ પુસ્તક બહાર પાડવામાં મને મારા જે હિતેચ્છુઓએ યોગ્ય સલાહ આપી છે તેઓનો હું અંતઃકરણથી ઉપકાર માનું છું આ પુસ્તકમાં જે વિષયો દાખલ કરવામાં આવેલા છે તે સાંપ્રતકાળનાં બાળકોની તથા વિદ્યાર્થિઓની વર્તણુકને ઉદ્દેશીને લખેલા છે. માટે તેની વસ્તુ સંકલનામાં જે કંઈ ખામી હોય તે વિદ્વાનો બતાવશે તો તેઓનો આભારી થઇશ. નજર ચૂકથી જે ભૂલચૂક રહી ગઇ હોય, તે સજ્જનો સુધારીને વાંચશે એવી આશા રાખું છું.

મુંબઇ )
તા. ૧-૬-૮૯ )

લી. કર્તા
મ. પુ. વૈદ્ય.

# બાળશિક્ષણ
## અને
# ભાઈ બેનનું હેત.

---

## પૂર્વદર્શન.

એક દિવસે રાત્રે વસંતરાયે પોતાનાં છોકરાંઓને બોલાવ્યાં અને એક ચોપડી બતાવીને પૂછ્યું, કે છોકરાંઓ આ ચોપડી તમને ગમશે? સર્વે છોકરાંઓએ આનંદ અને અચંબા સાથે તે ચોપડી લીધી, અને તેનું નામ તથા સાંકળીઉં વાંચી કહ્યું, કે બાપા અમને આ પુસ્તક બહુ ગમશે; કારણકે તેમાં જે વાતો છે તેમાંની ઘણી ખરી ભાઇબેનોનીજ છે. પછી વસંતરાયે પોતાના સર્વેથી મોટા છોકરા હરીરાયને પૂછ્યું. કે ભાઇ આ ચોપડીના નામનો અર્થ તું જાણે છે? હરિરાય કહે કે હા બાપા, હું જાણુ છું; માટે સાંભળો. "બાળશિક્ષણ એટલે છોકરાંઓને શિખામણ, અને ભાઇબેનનું હેત એટલે ભાઇ બેનની અરસ પરસની પ્રીતિ. આ પુસ્તકના નામના આવા અર્થ ઉપરથી એવું જણાય છે કે આ પુસ્તકમાં જે વાતો લખી છે તે એવી છે કે જેથી ભાઇબેનનું એકેકપરનું હેત જણાય, અને તેમાંથી વળી છોકરાંઓને સારી શિખામણ મળે. આ સાંભળી રહ્યા પછી બાપાએ હરિરાયને કહ્યું, કે જો આ ચોપડી હું તુંને આપું તો તું તેનું શું કરે? હરિરાય બોલ્યો કે બીજું શું કરૂં, હું વાંચું. વસંતરાય કહે નહિ નહિ, તું એકલો વાંચે તે બને નહિ. તું જો આ માંહેલી એકેકી વાત તારાં ભાઈ ભાંડુઓને સંભળાવે તો તે બીચારાં પણ ખુશી થાય. વળી તું એમ કરજે કે રાતે વાંચજે જેથી હું પાંસે બેસા

તમને તેમાંથી લેવા લાયક શિખામણ આપી શકું. પણ છોકરાંઓ તમે તે શિખામણ પ્રમાણે વર્તશો કે સાંભળ્યા પછી ભૂલી જશો ? આ સાંભળી સૌ છોકરાં સાથે બોલી ઉઠ્યાં કે ના બાપા, અમે સૌ તમારી શીખામણ પ્રમાણે વર્તશું અને તે કદીપણ ભૂલી નહિ જઇએ. બધ સાથે બોલી રહ્યા પછી સૌથી નાનો છોકરો બોલ્યો, કે બાપા હું એકલો તમારી શીખામણ પ્રમાણે વર્તીશ એટલુંજ નહિ, પણ મારા ભાઈબંધોને પણ તેપ્રમાણે વર્તવા કહીશ. વસંતરાયે કહ્યું કે ઠીક છે. તમારા આવા વિચારથી હું ઘણો ખુશી થયો છું. પછી તે હરિરાય તરફ ફરિને બોલ્યા કે હરિરાય તું કાલથી હમેશાં રાતે વાળુ થઇ રહ્યા પછી વાંચવાનું શરૂ કરજે; કારણ કે આજે તો સુવા જવાનો વખત થઇ ગયો છે; માટે સર્વે સુવા જાઓ બીજે દિવસે રાતે બાપાના કહ્યા પ્રમાણે હરીરાયે કથા વાંચવાનું શરૂ કર્યું, અને વસંતરાય તેઓને શીખામણ દેવાને પાસે બેઠા

---

## બાળકોના ધર્મવિષે,

### રાત્રિ કથા ૧ લી.

કોઇએક શેહેરમાં જમનાદાસ કરીને ગૃહસ્થ રહેતા હતા, જેને પાર્વતી, રણછોડ અને મનોર કરીને એક છોકરી અને બે છોકરા હતા. એક વખતે તેઓને પોતાના મામાને ઘેર જમવા જવાનું હતું, જેથી ત્રણેજણાં મામાના છોકરાઓ સાથે મજા પડશે એવું ધારી મનમાં હરખાતાં હતાં; તેટલામાં તેઓની માયે આવીને કહ્યું કે આજે હું તમને મામાને ત્યાં લઇ જવાની છું; માટે ત્યાં જઈ કોઈએ મસ્તી અથવા કજીઓ કરવો નહિ અને જે કરશે તેને બીજી વખત તેડી જાઈશ નહિ. આ સાંભળી સર્વે ખુશી થતાં બોલ્યાં કે ના મા અમે મામાના છોકરાંઓ સાથે લડશું નહિ

અને રમશું. તેઓ વચ્ચે આટલી વાતચીત થઈ તેટલામાં મામાને ત્યાંથી તેડું આવ્યું. ત્રણે જણાં સારાં અને સાદાં કપડાં પેહેરી ત્યાં ગયાં. બારણામાં જમની અને વિઠલ તેઓની રાહ જોતાં ઉભાં હતાં તેઓએ પાર્વતી અને મનોરના હાથ ઝાલ્યા અને જમવાના ઓરડામાં લઇ ગયાં. જમી રહ્યા પછી પાંચે જણાં રમવા માટે બાપાના ઓરડામાં ગયાં. રણછોડ જે સર્વેથી મોટો હતો તે ત્યાં ગયા પછી બોલ્યો, કે જો આપણે આંખવિચામણી–દાદાનો ઘોડો અને બીજી તેવી રમતો રમશું, તો ઓરડામાનો સામાન દોડાદોડમાં ભાંગી જશે; માટે કોઇ એવી રમત શોધી કહાડો કે જેથી આનંદ પણ મળે અને કંઇ નુકસાન પણ ન થાય. આ સાંભળી તુરતજ વિઠલ બોલ્યો કે મને એક મજાની રમત યાદ આવી છે. રણછોડે પુછયું કે કઈ? વિઠલ કહે કે હું બાપા સાથે ગઈ કાલે એક સભામાં ગયો હતો. ત્યાં બધા જણા સાંભળતા હતા અને એક જણ ભાષણ આપતો હતો. પછી સર્વ સાંભળનાર તે ઉપર તકરારો ચલાવતા હતા, અને સૌથી છેલ્લે એક માણસ જેને સભાનો ઉપરી ઠેરાવ્યો હતો, તેણે પોતાનો મત આપ્યો; માટે આપણે પણ સભા ભરીએ અને રણછોડ ભાઇને સભાના ઉપરી ઠેરાવીએ. આ સાંભળી સૌએ બોલ્યાં કે વાહવાહ મજાની રમત શોધી કહાડી છે. પછી રણછોડ ખુરશી ઉપર બેઠો, અને બીજાં છોકરાંઓ ખુરશીની આસપાસ કુંડાળું વળીને બેઠાં. વિઠલે કહ્યું કે ગઇ કાલની સભામાં મનુષ્યના ખરા ધર્મ વિષે તકરાર ચાલતી હતી, માટે આપણે આપણાં બાળકોનાં ધર્મ વિષે તકરાર ચલાવીએ. પછી બધાંમાં જે નાનું હોય તે પેહેલાંથી ભાષણ કરે એવું ઠર્યાથી, મનોર ઉભો થઈ બોલ્યો કે બાપા કહેતા હતા કે ધર્મ બહુ અગત્યનો છે, માટે સૌએ ધર્મથી વર્તવું; અને તેટલા

માટે બધાંએ દેવાલયોમાં દર્શન કરવા જવું. આટલું બોલી તે બેસી ગયો, અને જમની ઉભી થઇને બોલી કે મા કહેતી હતી કે પારકી જણસ ન ચોરવી એ ખરો ધર્મ છે; માટે કોઈએ ચોરી કરવી નહિ. પછી વિઠલ ઉભો થઈ બોલ્યો કે મેં વાંચ્યું હતું કે સાચું બોલવું એ ખરો ધર્મ છે; માટે સર્વે છોકરાંને સાચું બોલવાની ભલામણ કરી હું બેસી જાઉછું. પાર્વતીનો વારો આવતાં તે શરમાઈ ગઈ તેથી તે કંઈ બોલી શકી નહિ. પછી સૌથી છેલ્લે સભાના ઉપરી રણછોડે મત આપ્યો કે તમે બધાંએ કહ્યું તે સાચું છે, પણ મારો વિચાર એવો છે જે બધાં બાળકોએ પોતાના મા બાપની સારી શીખામણ પ્રમાણે વર્તવું એ તેઓનો ખરો ધર્મ છે. આ સાંભળી બધાં સાથે બોલી ઉઠયાં કે રણછોડ ભાઇ તમે કહ્યું તે સાચું છે. કારણ કે જો માબાપની શીખામણ પ્રમાણે વર્તિએ તો તેઓ આપણને બધી બાબતની શીખામણ આપે, અને તેથી આપણે સુખી થઇએ. સભાની રમત પુરી થયા પછી તેઓએ કેટલીક વાર્તાઓ કરી, અને પછી વખત થયો ત્યારે પાર્વતી રણછોડ અને મનોર પોતાની મા સાથે ઘેર ગયાં.

## શીખામણ.

સર્વે છોકરાંઓએ માબાપની શીખામણ પ્રમાણે વર્તવું એ તેઓનો ખરો ધર્મ છે. અને તેમ કરવાથીજ સુખી થવાય છે. જે છોકરાંઓ માબાપનું કહ્યું ન કરતાં, પોતાની ઇચ્છામાં આવે તેમ કરે તેઓ અંતે દુઃખી થાય છે. બાળકપણમાં એ તો કુદરતીજ છે, કે જ્યારે માબાપ સારી શીખામણ આપે ત્યારે છોકરાંઓને તે કડવી ઝેર જેવી લાગે છે. પણ તે વખતે છોકરાંઓએજ વિચારવું જોઈએ કે તેઓનાં માબાપ તેઓનાં કરતાં ઉમરે મોટાં છે તેથી તેઓનામાં પોતા કરતાં વધારે અનુભવ અને સમજણ હશેજ

આવો વિચાર કરી જે છોકરાંઓ પોતાના માબાપની આજ્ઞા પ્રમાણે વર્તે છે તેઓ આ સંસારમાં સુખી થાય છે.

---

## દયાવિષે,

### રાત્રિ કથા ૨ જી.

શિવલાલ કરીને કોઇ એક શેઠ હતા. તેણે એક દિવસે વેણી અને મણીલાલને બોલાવીને કહ્યું કે હમણાં તમારો બંનેનો નંબર વર્ગમાં ઉપર રહે છે તેથી હું ખુશી થયો છું, માટે તમને બન્નેને એકેકી બે આની આપું છું; તે લઇ આજે પડોસમાં મેળો છે ત્યાં આપણા ચાકર ભીમા સાથે જઇ, તમને ગમે તેવું એકેક રમકડું ખરીદજો. બેઆનીઓ લઇ ભાઇબેન ખુશી થતાં મેળામાં જવા નીકળ્યાં. રસ્તામાં ચાલતાં થોડે દૂર તેઓને એક ભીખારણ મળી. તે ડોસી આંધળી હતી. તેને ત્રણ નાનાં છોકરાં હતાં જે તેને રસ્તામાં દોરતાં હતાં. તે ચારે જણાં ને સાંજ સૂધી કંઇ પણ ખાવાનું મળ્યું ન હોતું, તેથી તે આંધળી ડોસી એમ બૂમ પાડતી હતી કે મારાં નાનાં છોકરાં ભૂખથી મરી જશે, મને મારી તો ચીંતા નથી પણ અરે, કોઈ મારાં બાળક છોકરાંને થોડું ખાવાનું આપો અને તેમને મરતાં બચાવો. મારાં ભૂખથી તરફડતાં છોકરાં કંઇપણ ખાઇને તમને આશિર્વાદ દેશે. આવાં દયા ઉપજાવે એવાં વાક્યો સાંભળી વેણીને ઘણીજ દયા આવી, અને તે વિચાર કરવા લાગી કે ખરેખર ભૂખ અને તરસથી તરફડતાં મનુષ્યને જોઈ જેને દયા ન આવે તેને માણુસ જાણવું નહિ. આવો વિચાર કરી વેણીએ તે ભીખારણને પોતાનાં છોકરાં સાથે ઉભી રહેવા જણાવી કહ્યું કે તું અહિં બેસ, હું મારા ચાકર જોડે તારે અને તારાં છોકરાં સારૂ ખાવાનું મંગાવી

આપું છું. પછી બીમા જોડે બાપે આપેલી બેઆનીના ગાંઠીઆ પુરી મંગાવીને તે ડોસીને આપ્યાં. વળી બીમા જોડે ઘેરથી થોડું પાણી પણ મંગાવી આપ્યું. પેલી ડોસીનાં છોકરાંઓ આખા દિવસના ભૂખ્યાં હતાં તેથી ઝટઝટ ગાંઠીઆ પુરી ખાઈ ગયાં, અને માથે પાણી પીધું તેથી પેટમાં શાંતિ વળી. ખાઇ રહ્યા પછી ડોસીએ ખરાં અંતઃકરણથી વેણીને આશિર્વાદ આપ્યો. ત્યારપછી વેણી અને મણીલાલ મેળામાં ગયાં. વેણી પાસે તો પૈસા ન હોતા, તેથી મણીલાલને વાસ્તે એક નાની આગગાડી લઈ થોડીવારમાં બંને જણાં ઘેર ગયાં. ઘેર ગયા પછી શિવલાલે મણીલાલ પાસે ગાડી જોઇ વેણીને પૂછ્યું કે બેન ! તેં શું લીધું છે. આ સાંભળી વેણી કંઇ પણ જવાબ ન આપતાં નીચું જોઇ રહી. પણ મણીલાલે કહ્યું કે બેને એક ગરીબ આંધળી ડોસી, જે પોતાનાં ત્રણ છોકરાંઓ સાથે ભૂખે ટળવળતી હતી તેને પોતાની બેઆનીનું ખાવાનું અપાવ્યું છે. આ સાંભળી શિવલાલને પોતાની છોકરીને આવી દયાવાન્ જોઇ મનમાં સંતોષ થયો. અને તેણે વેણીને એક ચુંમી લઇને કહ્યું કે બેટા ! કંઇ નહિ, શરમાય છે શામાટે, તેં કંઈ પૈસા ફોગટમાં નાંખ્યા નથી. તેં તો વળી ભાઇના કરતાં પણ સારો ઉપયોગ કર્યો છે. તારાં આ કામથી હું ખુશી થયો છું; માટે તુંને એક બે આનીને બદલે બે આપું છું. વેણી બે બેઆની લઇને ખુશી થતી મેળામાં ગઈ અને એક બે આનીનું રમકડું ખરીદી લાવી, તથા બીજી બે આની કોઇ આવાં સારાં કામને વાસ્તે સાંચવી રાખી.

## શીખામણ.

પોતાના ઉપયોગ સારૂ રમકડું અથવા તેના જેવી બીજી કંઇ વસ્તુ લેવા કરતાં, પારકાં ઉપર દયા લાવી તેને માટે પૈસા ખરચનાર છોકરાં કેટલાં હશે વારૂ ? ઘણાં થોડાં. વેણીના જેવાં દયાવાળાં છો-

કરાં હોય તેજ ડાહ્યાં કહેવાય. કોઇ પણ માણસને ખરી દુઃખી હાલતમાં જોઇ તેની ઉપર દયા લાવી તેને દુઃખમાંથી છોડાવવું એ એક સર્વથી મોહોટું પુણ્યનું કામ છે. માટે મનુષ્ય માત્રે દયાવાળાં થવાની અગત્ય છે.

---

## સત્યવિષે,

### રાત્રિ કથા ૩ જી.

બાપુલાલે એક દિવસે બજારમાંથી મોટાં બોર લાવી ઘરમાં મૂક્યાં તેટલામાં તેને કંઈ કામ માટે બહાર જવું પડ્યું. જતી વખતે ચંદુ અને મોતીને કેહેતા ગયા કે હું આવું ત્યાં સૂધી કોઇ બોરને અડકશો અથવા લેશો નહિ. બાપા ગયા પછી ચંદુ બોર હતાં ત્યાં ગયો, અને થોડાં બોર લઇ મોતીબેન હતી ત્યાં આવ્યો. મોતીએ તેના હાથમાં બોર જોઇને કહ્યું કે ભાઇ! બાપાએ બોર લેવાની ના પાડી, છે તોપણ તેં કેમ લીધાં? ચંદુ બોલ્યો કે મેં એટલાં બધાંમાંથી માત્ર ચાર પાંચજ લીધાં છે વધારે લીધાં નથી. વળી બાપાએ બોર ગણ્યાં હશે નહિ તેથી તેને થોડાંક ઓછાં થશે તેની ખબર પડશે નહિ. એ સાંભળી મોતી બોલી કે ભાઇ, તેણે ગણ્યાં હોય કે ન ગણ્યાં હોય, અથવા તે જાણે કે ન જાણે, તોપણ તેં તો ચોરી કરી કેહેવાય. ચંદુ કહે કે એમાં ચોરી કરી શાની કેહેવાય? મોતી એ જવાબ આપ્યો કે તેં બાપાથી છાનાં લીધાં માટે. કોઇની વસ્તુ તેની રજાવિના લઇએ તેનું નામ ચોરી કેહેવાય. ચંદુ ગુસે થઇ બોલ્યો કે એ કંઇ ચોરી કેહેવાય નહિ કારણ કે બાપા તે બોર આપણે વાસ્તેજ લાવ્યા છે. અને તે આપણનેજ આપશે. મેં આપ્યા પેહેલાં લીધાં તેમાં ચોરી શાની? બેન કહે નકામી હઠ ના કર. તેં એકલી ચોરી કરી છે એટલુંજ નહિ, પણ

બાપાનું કહ્યું માન્યું નથી, માટે તેં તો બે અપરાધ કર્યા કેહેવાય. મોતીએ આટલું સમજાવ્યો તોપણ ચંદુ બોર લઇ અગાશીમાં ગયો. અને તે ખાઈ જઈ, બાપા ન જાણે તેમ ઠળીઆ આત્રા ફેંકી દીધા. થોડીવાર પછી બાપુલાલ આવ્યા અને બોરની ટોપલી મંગાવી. અને બધાંને સરખે ભાગે આપવા માટે બોર ગણ્યાં ત્યારે તેમાંથી થોડાં ઓછાં થયાં માલમ પડ્યાં. મોતીને પૂછતાં તેણે કહ્યું કે તે ભાઇ ખાઇ ગયો છે. આ ઉપરથી બાપુલાલે ચંદુને અગાશીમાંથી બૂમ મારી બોલાવ્યો, અને કહ્યું કે હું બધાંને સરખે ભાગે આવે, તેટલા સારૂ બોર ગણીનેજ લાવ્યો હતો, તેમાંથી થોડાં ઓછાં કેમ થયાં? આ સાંભળી ચંદુ ડોળા ઘુરકાવતો બોલ્યો કે શું, અમે તમાર બોરવિના બેસી રહાતા કે તમારાં બોર ખાઇએ? એતો મોતીનું કામ છે; પોતે ખાઇ ગઇ છે અને બીજાંની માથે ખોટું આળ ચડાવે છે. મોતીને ફરીથી પૂછતાં તે રડી પડી અને બોલી કે બાપા હું ખરૂં કહું છું, કે એ બોર મેં ખાધાં નથી પણ ભાઇએજ ખાધાં છે. આ બેમાંથી સાચું કોણ તેની બાપુલાલને કંઈ ખાત્રી થઈ નહિ, તેથી તેણે આજે તો આંખો આડા કર્યા. પછી ચંદુ અને મોતીને સરખે ભાગે બોર વહેંચી આપી, મોતીને પોતાના ભાગનાં થોડાં વધારે આપી રડતી છાની રાખી. આ વાતને ત્રણ ચાર દિવસ થયા નહિ તેટલામાં ચંદુને તાવ આવ્યો. વૈદને દેખડાવતાં તેણે એમ કહ્યું જે તેણે કંઇ ખાધું છે. ચંદુને મનાવ્યો પણ તે માન્યો નહિ,ત્યારે તેને બાપુલાલે એવો ડર આપ્યો જે તું જ્યાં સૂધી સાચું નહિ બોલે ત્યાં સૂધી તુંને કડવાં ઓસડ પાવામાં આવશે. શરમને માર્યે ચંદુએ ત્રણ ચાર દિવસ તો ઓસડ પીધાં, પણ અંતે થાક્યો તેથી વિચાર કર્યો કે જ્યાં સૂધી હું સાચી વાત નહિ કહું ત્યાંસૂધી બાપા મને છોડશેજ નહિ. આવો વિચાર કરી તેણે એક દિવસે મોતીને પોતાની

પાસે બોલાવી અને કહ્યું કે બેન, મેં તારી ઉપર ખોટું આળ ચડાવી તુંને દુઃખ દીધું છે તેને માટે મને માફ કરી તું બાપાને કહે કે તે મારું ઓસડ બંધ કરે. મોતી સમજણી હતી તેથી બોલી કે ભાઈ, ફિકર નહિ હવે તુંને તારાં ખોટાં બોલવાં માટે પશ્ચાત્તાપ થાય છે તેથી હું ખુશી થઇ છું અને બાપાને કહી તારું કડવું ઓસડ બંધ કરાવીશ. બંને આ વાત કરે છે એટલામાં, બાપુલાલ ચંદુને કેમ છે, તે જોવા માટે તેના બીછાના આગળ આવી ચડયા. તેણે તેઓને વાત કરતાં જોઇ પૂછયું કે મોતી, બંને જણાં કઈ વાતમાં મંડ્યા છો? મોતીએ ઉત્તર આપ્યો કે કંઈ નહિ, હવેથી તમે ભાઇનું ઓસડ બંધ કરજો, તે આજથી કોઇ દિવસ જૂઠું બોલશે નહિ. બેનનું આવું હેત અને ક્ષમા જોઇ બાપુલાલ બોલ્યા કે ચંદુ આજ તો હું તુંને મોતીના કહ્યાથી માફ કરૂ છું પણ જો હવેથી જૂઠું બોલ્યો છો તો સખત સજા કરીશ. જુઠું બોલવામાં તેં મોતીનો અને મારોજ અપરાધ કર્યો છે તેમ નથી, પણ પરમેશ્વરનો પણ કર્યો છે; માટે હવેથી કદીપણ જૂઠું બોલીશ માં.

## શીખામણ.

જૂઠું બોલવાથી કોઇપણ વખતે ફાયદો થતો નથી. કદાચિત્ થાય છે તો તે થોડા વખતને માટેજ. જૂઠું બોલનાર એકને બદલે બે ગુના કરે છે-એકતો જેની પાસે જૂઠું બોલે તેનો, અને બીજો પરમેશ્વરનો. માટે કોઈએ જૂઠું બોલવું નહિ. જ્યારે આપણાથી કોઇનો વાંક થયો હોય, ત્યારે તે સંતાડવાને બદલે જેનો વાંક કર્યો હોય તેની પાસે તે કબુલ કરવો, જેથી આપણે સાચું બોલીએ છીએ એમ જાણી તે ખુશી થશે અને આપણને માફ કરશે; પણ જો તેમ ન કરતાં તે શિક્ષા કરશે તોપણ તે ફાયદા

કારકજ છે; કારણ કે તેથી જૂઠું બોલવાની નઠારી ટેવ જતી રહેશે. વળી જૂઠું બોલતી વખતે પણ આપણા મનમાં ચિંતા થાય છે કે રખેને જો ખબર પડશે તો માર્યા જઇશું. એકતો જૂઠું બોલવું, બીજું ઈશ્વરનો અપરાધ કરવો, ત્રીજું મનમાં ચિંતા વેઠવી, અને ચોથું જ્યારે પકડાયે ત્યારે સજા ખમવી; એટલાં બધાં જોખમ ખેડવા કરતાં, પેહેલાંથીજ જે શિક્ષા થાય છે, તે આપણાં સારાંને માટેજ થાય છે એવો વિચાર કરી તે સહન કરવી, અને જૂઠું બોલવાની ખરાબ ટેવ છોડવા કોશેશ કરવી.

---

## બેનની નિર્મળ પ્રીતિ વિષે,

### રાત્રિ કથા ૪ થી.

કોઇએક ગામમાં દેવશંકર કરીને દેશાઈ રેહેતા હતા. તેને બે છોકરાં હતાં, એક છોકરો અને એક છોકરી. છોકરાનું નામ ભાનુ-શંકર અને છોકરીનું નામ પાર્વતી હતું. ભાનુશંકર દશ વર્ષનો અને પાર્વતી સાતેક વર્ષની હતી. ઈશ્વરઇચ્છાથી ભાનુશંકર માંદો પડ્યો. જેમ જેમ મંદવાડ વધતો ગયો તેમ તેમ દેવશંકર અને તેમની વ-હુના મનમાં ઘણી ચિંતા થવા લાગી. એકનો એક છોકરો તેથી અ-નેનો જીવ તેમાંને તેમાં. અન્ન પાણી પણ ભાવે નહિ. એવામાં એક દિવસેં વહુ વરે વિચાર કર્યો કે આપણે આપણાં શરીરની તો સં-ભાળ રાખતાં નથી, પણ જો પાર્વતીની સંભાળ નહિ રાખીએ તો અધુરામાં પુરી તે પણ માંદી પડશે. અંતે ઠેરાવ કરી પાર્વતીને પા-સેના ગામડામાં તેના મોસાળને ઘેર મોકલાવી દીધી. તેને ત્યાં મો-કલ્યા પછી ભાનુનો મંદવાડ ઘણો વધી પડ્યો. એકજ છોકરો તેથી વૈદ અને ડાકટરને બોલાવવામાં કંઇ ખામી રાખી નહિ, તોપણ કાંઈ ફેર

પડ્યો નહિ. અંતે ભાનુ થોડા દિવસ પછી ગુજરી ગયો. આથી દેવશં-
કર અને ગંગાબાઈના દુઃખનો પાર રહ્યો નહિ. તેઓને તેઓનું જી-
વતર અકારૂં લાગવા માંડયું. બંને રાત દિવસ પુત્ર મરણનો શોક
કર્યાજ કરે, અને અન્ન પાણી પણ લે નહિ. એક દિવસે સુરજશંકર-
જાની તેમને દિલાસો દેવા આવ્યા. બંનેને અતિશય દલગીર થતાં
જોઇ તે બોલ્યા કે દેવશંકર ભાઇ તમે તો સમજુ છો, ઇશ્વર આગળ
આપણો ઉપાય ચાલતો નથી ત્યારે અમથો શોક કર્યે ફાયદો શું?
તમારે ઈશ્વરે આપેલી એક છોકરી છે અને વળી કાલે સવારે ભાઇ
પણ આવશે, માટે પાર્વતીને તેના મામાને ત્યાંથી તેડાવો, અને તેના-
થીજ હાલતો સંતોષ મેળવો. દેવશંકરને પણ આ રસ્તો ખરો
લાગ્યો તેથી તરતજ પાર્વતીને તેને મોસાળેથી તેડાવી લીધી. ત્યાર-
પછી જયારે જયારે ભાનું યાદ આવતો ત્યારેં ભાયડો બાયડી બંને પા-
ર્વતીને ખોળામાં બેસાડી ચુંમી લઇ સંતોષ પામતાં. પાર્વતીએ
આવ્યા પછી થોડા દહાડાસૂધી ભાઇને ન દીઠો, તેથી બોલી કે ભલા,
બાપા! હમણા ભાઈ કયાં ગયો છે? હું આજે ગોપાળજી, હીરજી અને
ગોદાવરી જોડે રમતી હતી ત્યારે મને એકાએક ભાનુશંકરભાઇ
સાંભરી આવ્યો. દેવશંકર આ સાંભળી પાર્વતી સામે જોઇ રહ્યા.
પાછી પાર્વતી બોલી કે કેમ બાપા જવાબ દેતા નથી, જલદી કહો
ને કે ભાઇ કયાં ગયો છે? દેવશંકરની છાતી ભરાઇ આવી. તે આં-
ખમાં આંસુ સાથે બોલ્યો કે બેન ભાઇતો આ લોક છોડી પરલોકમાં
ગયો છે. બેન બોલી કે બાપા પરલોક અહિંથી કેટલે દૂર છે?
ત્યાંથી તમે ભાઇને કયારે તેડાવશો? મને તેના વિના ગમતું નથી;
માટે તેને જલદી તેડાવો. બાપાએ કહ્યું વારૂ, હવે થોડા દિવસમાં
ભાઇને અહિં બોલાવશું. પાર્વતી બોલી બાબા, તે તો ઠીક, પણ ત-
મારી આંખોમાંથી પાણી કેમ પડે છે? દેવશંકર કહે કે બેન કંઇ

નહિ, એતો આંખમાં જરા કચરો પડ્યો તેથી પાણી નીકળે છે. આ સાંભળી પાર્વતી બોલી ત્યારે તમે આ પાણી લુહી નાંખો, મને તે ગમતાં નથી. ભાઇ જ્યારે રડતો ત્યારે તેની આંખમાંથી આવાંજ આંસુ પડતાં, માટે હું ધારૂં છું કે તમે રડો છો. બાપા આંસુ લુહી નાંખી (આડીવાત નાંખવા) બોલ્યા, ના બેટા હું રડતો નથી. પણ પેલું તારૂં રમકડું ક્યાં મૂક્યું છે? તું તેથી રમે છે? પાર્વતી બોલી કે ના બાપા ભાઇવિના મને ગમતું નથી; માટે ભાઇ આવશે ત્યારે બંને સાથે રમશું. દેવશંકર ફરીથી આવતાં આંસુ દાબી રાખી બોલ્યા કે ઠીક છે બેન, હમણાં તું તારી મા પાસે બેસી તે તારે સારૂ કંઇ ખાવાનું કરે છે તે જો. ઠીક કહી પાર્વતી ગંગાબાઈ પાસે ગઈ. પાર્વતીએ ધાર્યું હતું કે બાપા પરલોકમાં કાગળ લખશે તેથી ભાઇ ચારપાંચ દિવસમાં તો જરૂર આવશે, તેથી તે તેટલા દિવસ ધીરજ રાખીને રહી. પણ ઘણા દિવસ વીતી ગયા તોપણ ભાઇને ન આવ્યો જોઈને પાર્વતી અધીરી બની ગઇ અને દેવશંકર પાસે જઈ પૂછ્યું કે બાપા, હજુ સૂધીતો ભાઇ આવ્યો નહિ. મારાથી તેના વિના રહેવાતું નથી. તે અહિં ન આવે તો મનેજ ત્યાં મોકલો. આ અણુસમજુ છોકરીનાં અંતઃ-કરણ ચીરીનાંખે તેવાં વાક્યો સાંભળી દેવશંકરનું હૈયું ભરાઇ આવ્યું તોપણ આંસુ પડવા ન દેતાં, હવે તેને ખરાખીના કહ્યાવિના છુટકો નથી એવું જોઈ તે બોલ્યા કે બેન ભાઇ તો હવે પાછો આવશે નહિ. તે તો ત્યાંજ રેહેશે. બાપુ, હવે તેને આપણી સાથે ગમતું નથી; તેથી તે પાછો અહિં કેમ આવે? પાર્વતી બોલી કે કેમ ગમતું નથી? હું કંઇ તેની સાથે લડતી તો ન હોતી. હજી જો એ આવશે તો હું તેને મારા ભાગનાં બધાં રમકડાં આપીશ, મારી જોડે રમાડીશ, અને તેની ભણવાની ચોપડીઓ પણ ગોતી

આપીશ, આટલું કરવા છતાં પણ શું ભાઇ અહિંઆ આવશે નહિ? જો ન આવે તો મેં તમને જેટલી વાતો કહી તેટલી બધીએ તેને લખી જણાવી થોડા દિવસમાં જરૂર બોલાવો. આ સાંભળી દેવશંકરે વિચાર કર્યો કે એને બરોબર સમજાવ્યા વિના તે સમજશે નહિ, તેથી તે બોલ્યા કે બેન ભાઈ તો ગુજરી ગયો છે. પાર્વતીએ પૂછ્યું કે બાપા ગુજરી ગયો છે એટલે શું ? બાપા આંસુ સાથે બોલ્યા કે તે મરી ગયો છે આ સાંભળી પાર્વતી એકદમ બોલી ઉઠી કે શું એ મરી ગયો છે ? શું એ હવે કદી પણ પાછો નહિ આવે ? બાપા હું તેના વિના કેમ રહી શકીશ ? તેના વિના કોની જોડે રમીશ ? મને તેની સાથે બહુજ ગમતું હતું. દેવશંકર રડવું દાબી રાખી એનને દીલાસો આપવા બોલ્યા કે કંઇ નહિ બેટા, થોડા દિવસમાં તેના જેવોજ એક ભાઇ તુંને ઈશ્વર આપશે. તું થોડા દિવસ સબુર કર. તે આવે કેની, ત્યારે તું તેની સાથે રમજે, ખાજે, પીજે ને મજા કરજે. બેન બોલી કે હા બાપા હવે ઠીક. અંતે ઇશ્વર ઈચ્છાથીજ તેને એક ભાઈ મળ્યો. તેની માને છોકરો અવતર્યો. સર્વે ને સંતોષ થયો, અને પાર્વતી ભાઈ જોડે થોડા દિવસ પછી રમવાનું મળશે એમ ધારી ખુશી થઇ.

## શીખામણ.

આ બેનને ભાઇને માટે કેટલું હેત હતું ? આવું હેત બધાં ભાઈ બેનો વચ્ચે હમેશાં હોય તો કેવું સારૂં ? પાર્વતી ભાઇને ખુશી કરવાને પોતાનાં બધાં રમકડાં પણ તેને આપી દેવાને રાજી હતી. આવુંજ હેત બેને ભાઇ તરફ અને ભાઈએ બેન તરફ રાખવું જોઇએ. કેટલાક ભાઈ બેનો એક બીજાં સાથે હેત રાખવાને બદલે લડે છે અને કજીઆ કરે છે, તેઓએ તેમ કરવું નહિ, પણ બા-

બાળક પણુથીજ એકમેક પર હેત રાખતાં શિખવું, જેથી મોટાં થતાં હેત વધે અને સુખ મળે.

---

## કયું ઉત્તમ ઘરેણું તે વિષે,

## રાત્રિ કથા ૫ મી.

એક વખતે વસંતરૂતુના દિવસોમાં ચંદનબાગમાં ઉજાણી હતી. ભગુ પોતાની બેન મણી સાથે ત્યાં જમવા ગયો હતો. ત્યાં સઘળાં છોકરાં એકઠાં મળી આંખ વિંચામણી, ગીલીડંડા, અને દાઈનો ઘોડો તથા તેવી બીજી રમતો રમતાં હતાં. તેમાંના કેટલાંક પોતાના દાવ વાસ્તે લડતાં હતાં, કેટલાંક દોડતાં પડી જતાં હતાં, અને કેટલાંક ગાળાગાળી કરતાં હતાં. ભગુ અને મણી તેઓ સાથે રમવા ગયાં નહિ, કારણ કે તેઓને તેઓનાં માબાપ તરફથી સારી કેળવણી આપવામાં આવી હતી, જેથી તેઓ ગાળો દેવી એ પાપ કરવા જેવું સમજતા હતાં, અને કજીઓ કરવાનું તો શીખ્યાંજ ન હોતાં, જેથી તેઓને એવો વિચાર આવ્યો કે આપણે જો તેઓ સાથે રમવા જાશું તો ગાળાગાળી થયા વિના રેહેશે નહિ, માટે આપણે ત્યાં ન જતાં કોઈ એકાંત જગ્યામાં બેસી મનોહર વાતો કરશું. આવો વિચાર કરી તેઓ બાગમાં ચાલ્યાં. આ બાગ કોઇ સારા ગૃહસ્થનો હતો તેથી તેની રચના ઘણી સુંદર હતી. સારાં ફળ ફુલનાં ઝાડો રોપી રીધાં હતાં. વચમાં રેતી પાથરી આસપાસ નાનાં નાનાં રોપાઓનાં રંગ બેરંગી કુંડાંઓ ગોઠવી દીધાં હતાં. આગળ ચાલતાં ફેગનાં ઝાડોનો એક માંડવો હતો તેમાં તેઓ વાતો કરી આનંદ મેળવવા બેઠાં. તેઓ જ્યારે મંડપમાં દાખલ થયાં ત્યારે તેઓને તેઓના કાકાના છોકરા જુગલે જોયાં, તેથી તે પણ તેઓની પાસે ગયો. જુગલનાં માબાપ વધારે પૈસાદાર હતાં તેથી તેન

કપડાંનો દોર ભગુ અને મણીનાથી જુદોજ હતો. ગળામાં ગંઠો, કડે કંદેરો વિગેરે ઘરેણાં પણ ઠીક પેહેરેલાં હતાં. સાથે એક મૂર્ખતારૂપી ઘરેણું પેહેર્યું હતું, જેનો ઝળકાટ જ્યારે તે પોતાની બડાઇ ઠોકતો ત્યારે જણાતો. તેને આવતો જોઇ ભગુ અને મણી જેઓએ સાદાં કપડાં પેહેરેલાં હતાં અને ઘરેણાં તો બીલકુલ પેહેરેલાંજ ન હોતાં તેઓ તેને લેવાને ઉભાં થયાં, અને કહ્યું કે આવો જુગલદાસ ભાઈ બેસો. આ સાંભળી જુગલદાસ ભાઇ હસીને બોલ્યા કે વાહ વાહ. ઠીક તાલ લગાવ્યો છે. હું તમારી સાથે આવી માટીવાળી જગ્યામાં બેસું એટલે મારાં લુગડાં પણ તમારા જેવાંજ મેલાં થઇ જાય. ભગુ તો તેની મૂર્ખાઇ જોઇ કંઈ બોલ્યો નહિ, પણ મણી બેન તો બોલી કે ભલે ભાઈ, જો તમારાં લુગડાં ખરાબ થતાં હોય તો બેસવાની કંઇ જરૂર નથી. પછી જુગલે ભગુ તરફ જોઇને કહ્યું કે લે જો, મારા જેવી વીંટી તારી પાસે છે? તુંને તારા બાપાએ કંઇ પણ કરાવી આપ્યું નથી, પણ જો તું મારી પેઠે કજીઆ કરે તો તુંને પણ ઝટ દઈને તે કરાવી આપે. ત્યારે જવાબમાં ભગુએ જણાવ્યું કે કજીઆ કરી ઘરેણાં પેહેરવાં, તેના કરતાં નજ પેહેરવાં એ વધારે સારૂં છે. આવી રીતે તેઓ વાતો કરતાં હતાં એટલામાં જુગલની માએ જમવાનો વખત થયો છે એમ કહી તેને જમવાને બોલાવ્યો, જેથી તે દોડતો દોડતો ત્યાં ગયો. જમવાનો વખત થયો છે એમ જાણી ભગુ અને મણી બંને પણ ઉઠયાં. રસ્તામાં ચાલતાં મણીએ કહ્યું કે ભગુ, બાપાએ કહ્યું હતું કે બીજાં ઘરેણાં કરતાં સદ્દગુણ એ ઉત્તમ ઘરેણું છે એ તુંને યાદ છે? ભગુ બોલ્યો કે હા બેન, બરોબર યાદ છે. સોનાં રૂપાનાં ઘરેણાં કરતાં પણ સદ્દગુણ એ અમૂલ્ય ઘરેણું છે; કારણ કે બીજાં ઘરેણાં તો પૈસા ખરચતાં મળે, પણ સદ્દગુણરૂપી ઘરેણું ગમે તેટલું ધન

ખરચીએ તોપણ મળનું નથી. આટલી વાત થઈ તેટલામાં તેઓ જમવાના ઓરડામાં દાખલ થયાં. જમતાં જમતાં પણ બીજાં માણસો ભગુ અને મણીનાં તેઓના સારા ગુણ વાસ્તે વખાણ કરતાં હતાં. ભગુ અને મણીનાં વખાણ થતાં જોઇ જુગલથી રેહેવાયું નહિ, તેથી તે બોલ્યો કે ભગલામાં અને મણીમાં તે શું બળ્યું છે જે લોકો તેઓનાં આમથાં વખાણ કરે છે? આ સાંભળી જમનાર માંહેથી એક માણસ બોલ્યું જે ભાઇ, જે માત્ર ઘરેણાં અને સારાં લુગડાંજ પેહેરે છે તેનાં વખાણ કોઇ કરતું નથી પણ જે ભલાં અને સારા ગુણવાળાં હોય તેનાંજ વગર કહ્યે કરે છે. આ સાંભળી જુગલતો ચુપજ થઈ ગયો. જમ્યા પછી સૌ સૌ પોતપોતાને ઘેર ગયાં.

## શીખામણ.

કેટલાંક છોકરાંઓ ધારે છે કે જેમ આપણે ભપકાદાર કપડાં પેહેરીએ તેમ આપણે સારા કેહેવાઈએ, પણ તેઓએ સમજવું જોઈએ કે એકલાં ઘરેણાં અને લુગડાંજ સારાં કેહેવરાવવા માટે બસ નથી; પણ સાથે તેવા સારા ગુણોની પણ જરૂર છે. આ વાત પરથી બીજું સમજવાનું એછે કે કેટલાંક છોકરાંઓ રમતી વખતે કજીઆ અને ગાળા ગાળી કરે છે, તેઓએ તેમ કરવું નજોઇએ, કારણ કે તેમ કર્યાથી એકમેક પરનું હેત ઉતરી જાય છે અને વેર બંધાય છે, વળી કેટલાંક છોકરાંઓ લુગડાં અને ઘરેણાં વાસ્તે કજીઓ કંકાસ કરી પોતાનાં મા બાપને સંતાપે છે, તેઓએ તેમ ન કરતાં, મા બાપ જેવાં લુગડાં તથા ઘરેણાં અપાવે તેથી સંતોષ પામવો જોઇએ.

---

# હઠ છોડવા વિષે,

## રાત્રિ કથા ૬ ઠ્ઠી.

એકવખતે શંભુલાલ દેશાઈને ત્યાં બ્રાહ્મણો જમવાને આવવાના હતા. તેથી તેની વહુ દીવાળીએ દુધપાક અને પુરી કર્યાં હતાં. આ ખાવાને માટે છોટુ બહુ હઠ કરતો હતો. દીવાળીએ તેને ખૂબ સમજાવ્યો કે બ્રાહ્મણો જમવાના હોય ત્યારે તેઓના જમ્યાપેહલાં કોઇથી કંઇપણ ખવાય નહિ, માટે જ્યારે તેઓ જમવા બેસે ત્યારે તું તારી મરજીમાં આવે તેટલી પુરીઓ ખાજે. છોટુને આટલું સમજાવ્યો, તોપણ તેને ગળે આ વાત ઉતરે નહિ. તેના મનમાં તો વિચાર થાય કે ક્યારે બ્રાહ્મણ આવે, અને ક્યારે જમવા બેસે. એટલો વખત કંઈ બેસી રેહેવાય નહિ. આવા વિચારથી તે પોતાની જક મૂકે નહિ, ને માની સાથે પુરીના વાસણ આગળ જવાને ખેંચ તાણ કર્યાજ કરે. એટલામાં શંભુલાલ ત્યાં આવ્યા. છોટુને કહ્યું કે જો પુરીને હાથ લગાડીશ તો તુંને ખૂબ શિક્ષા કરીશ. માનું કહ્યું નથી માનતો ને સામી હઠ કર્યા કરે છે એ શું સારૂં કેહેવાય ? બાપા આગળ કંઇ ચાલે તેમ ન હોતું તેથી તે તોબરા જેવડું મોહોડું કરી, બહાર ફળીઆમાં છોકરાઓ રમતા હતા ત્યાં ગયો. છોકરાઓ ગીલીડંડે રમતા હતા તેઓની સાથે ન રમતાં, છોટુ તો વાંકી નજરે ઘરમાં જોયા કરે કે ક્યારે બાપા ને મા આઘાં પાછાં જાય, અને હું પુરી ખાઉં. એટલામાં ભોગ જોગે શંભુલાલ અને દીવાળીબાઇ પેહેલે મજલે ગયાં, અને ત્યાં સૌ બેસવાના હતા માટે સાફસુફ કરવા લાગ્યાં. આવો સારો લાગ જોઈ છોટુ હરખભરે ઘરમાં દોડ્યો. અને પુરીનું વાસણ ઉઘાડી એક પુરી હાથમાં લીધી. એક બટકું ભાંગી મોહોડામાં મૂકયું અને બીજું જેવું ભાંગવા જાય છે

તેવોજ એ બાપરે ફરી બૂમ પાડી ઉઠયો, અને પુરી હાથમાંથી દૂર ફેંકી દઇ રોવા લાગ્યો. તેને હમેશાં મોટા રાગડો તાણીને રોવાના હેવા હતા. રોતી વખતે તેનું ગુફા જેવડું મોહો પણ ઉઘાડું રહેતું. આ વખતે પણ તેમજ રહ્યું હતું, અને તેમાંથી અરધ ચાવેલી પુરી દેખાતી હતી. આ તમાસો જોઇ છોકરાંઓને એટલું તો હસવું આવ્યું કે દાબ્યું રહે નહિ. તેઓને હસતાં જોઇ છોટુ વધારે ખીજાયો અને મોહોટેથી બૂમો પાડવા લાગ્યો. જેમ જેમ તે વધારે બરાડા પાડે, તેમ તેમ છોકરાંઓને વધારે હસવું આવે. આવો દેખાવ ચાલતો હતો એટલામાં તેના માબાપ ઉપરથી આવ્યાં, અને તપાસ કરી તો પુરીમાં વિંછીનું બચ્ચું માલમ પડયું. પુરી નાંખી દીધી, અને ડંખ ઉપર ઓસડ લગાડયું. આખા દિવસ સૂધી છોટુને સુખ વળ્યું નહિ. માંડ માંડ ઘણાં ઓસડો લગાડતાં હેઠ રાતે ફેર પડયો. આ બનાવ પછી છોટુએ હઠ કરવી સાવ છોડી દીધી.

## શીખામણ.

કેટલાંક છોકરાંઓ પોતાનું ધારેલું કામ કરવા માટે ઘણી હઠ કરે છે, પણ જ્યારે તેઓ પોતાની હઠનાં માઠાં ફળ ચાખે છે ત્યારે તેઓ ઠેકાણે આવે છે, માટે તેઓએ માઠું પરીણામ આવ્યા પેહેલાંજ પોતાની હઠ છોડી દેવી જોઈએ. વળી કેટલાંક છોકરાંઓને ઘણું ખાવાની ટેવ હોય છે, જેથી તેઓ માંદાં પડે છે, માટે તેઓએ નિયમ સરજ ખાવું જોઇએ.

---

## લાડકવાયા છોકરાવિષે,

## રાત્રિ કથા ૭ મી.

પ્રાણજીવન કરીને કોઈ એક શેઠ હતા. તેને ભગુ કરીને એક છોકરો હતો. તેને કોઈ ઝાઝું કહેતું ન હોતું તેથી તેને પો-

તાની મરજી પ્રમાણે વર્તવાની ટેવ હતી, જે ટેવથી તેનામાં જૂઠું બોલવું, આપ વડાઇ કરવી, અને કોઇનો અગથો અમથો વાંક કાઢવો એ વિગેરે ઘણા દુર્ગુણો ઉત્પન્ન થયા હતા. તે નિશાળે ભણવા જતો હતો. તેનો નંબર નીચે હતો તોપણ તેનામાં પોતાના પૈસા માટે ઘણો ગર્વ હતો, જેથી તેને પોતાના નંબર માટે થોડીજ દરકાર હતી. એક દિવસે સાંજે રજા પડી ત્યારે તેના વર્ગના કેટલાક હુશિઆર છોકરાઓ એકઠા મળી બીજે દિવસ તહેવારનો હતો તે કેમ ગાળવો તેનો વિચાર કરતા હતા. ભગુ પોતાને હુશિઆર કહેવરાવવાને ઇચ્છતો તેથી આ છોકરાઓ શું વાત કરે છે તે સાંભળવાને તેઓનાં ટોળામાં પરાણે ઘુસ્યો, અને થોડી ઘણી વાત સાંભળતાંજ બોલી ઉઠ્યો કે જો તમે બધા આવતી કાલે ચંપા બાગમાં ઉજાણી કરવાને જવાના હો, તો હું મારી બળદની ગાડી જોડાવી તમારી સાથે આવું. મારી ગાડીમાં આપણે બધા બેસી શકશું અને ચંપા બાગ જે ત્રણ ચાર ગાઉ દૂર છે ત્યાં જલદી પહોંચી શકશું. ભગુને ઘણી હઠ કરતો જોઇને સર્વે છોકરાઓએ વિચાર્યું કે ભગુ જ્યારે જ્યારે આપણે ક્યાંય ગોઠ કરવા જઇએ છીએ, ત્યારે ત્યારે આપણી સાથે આવવાને ઘણી ઉલટ દેખાડે છે માટે આ વખતે તો તેને સાથે લેવો. આ ઠરાવ સાંભળી એક જણ બોલ્યો કે આપણે ભગુને સાથે લઇએ છીએ તે ઠીક, પણ વખતે ત્યાંથી વહેલું મોડું અવાયું તો આપણી ફીકર નહિ, પણ ભગુના માબાપ તેને માટે શોધ ખોળ કરી મૂકશે અને આપણને પણ ઠપકો આપશે, માટે તેનો વિચાર કરવો જોઇએ. ભગુ આ સાંભળી બોલ્યો કે તેની તમારે કંઇ પણ ચિંતા કરવી નહિ હું મારે ઘેર તેનો બંદોબસ્ત કરતો આવીશ. આ ઉપરથી બધાએ ભગુને સાથે લેવાનો નિશ્ચય કર્યો, અને સવારે ગામ બહાર ભેળા થવાનું નક્કિ કરી, તેઓ પોત

પોતાને ઘેર ગયા. સવાર પડતાંજ બધા પોત પોતાના બાપા-પોની રજા લઇ ગામ બહાર એકઠા થયા. થોડી વારમાં ભગુ પણ પોતાની ગાડી લઇ ત્યાં આવી પૂગ્યો. સૌ ગાડીમાં બેઠા, અને ચંપા બાગ તરફ રવાને થયા. રસ્તામાં ભગુ પોતાનાં ગાડી અને બળદોની વાતો કર્યા કરે અને કહે કે મારી ગાડી બાંધતાં ઘણી કીંમત બેઠી છે; મારા બળદો દોડવામાં એટલા ઉતાવળા છે કે બધી સરતોમાં તેજ ઇનામ મેળવે છે. આવી રીતે સાચી ખોટી વાતો કરી તે પોતાની શેઠાઇ બતાવવા લાગ્યો, જે સાંભળી છો-કરાઓ ઘણા કંટાળી ગયા. અને પોતપોતામાં ભગુની મૂર્ખાઇ તરફ હસવા લાગ્યા. આમ કરતાં અંતે બાગ આવ્યો. બધા જણા ગાડીમાંથી નીચે ઉતર્યા. ભગુએ નીચે ઉતરી ગાડી હાંકનારને કહ્યું કે તું આ છોકરાઓની સાથે જા, અને તેઓ કહે તે જગ્યા અમારે સારૂ સાફ કર. શેઠનો હુકમ મળતાંજ ગાડીવાળો તેઓની પાછળ ગયો. ભગુએ બળદોને ગાડીનાં પૈડા સાથે બાંધ્યા, અને તેઓને ખડ નાંખી, તે પણ તેઓની પાછળ જવા નીકળ્યો. તેના ગયા પછી બળદો વઢયા, અને ગાડીના ચાક ભાંગી નાંખી, એક આગળ અને બીજો તેને મારવા માટે પાછળ એમ ઘણે દૂર નીકળી ગયા. ભગુને આ બનાવની કંઇ ખબર પડી નહિ. તે તો પોતાના મિત્રો બાગમાં કયાં ગયા તેની શોધમાં હતો. પછી જેમ તેમ કરીને તેઓને શોધ્યા અને જતાંવેંત પાણી પીવા માગ્યું. બધાએ જે પાણી પીધું હતું તે તેને આપ્યું,પણ ભગુ ભાઈને તો આ પાણી ખારૂં લાગ્યું. તુરતજ તેણે દેવજી ગાડીવાનને હુકમ કર્યો કે ગમે ત્યાંથી આનાં કરતાં વધારે મીઠું પાણી શોધી લાવ. દેવજીને બીજા કોઈ કુવાની ખબર ન હોતી તોપણ બીચારો પાણીનું વાસણ લઈ તેની શોધમાં નીકળ્યો. ગોતતાં ગોતતાં ઠેઠ સાંજ પડી તોપણ એકે

કુવો નજરે પડે નહિ. એટલામાં સારે નશીબે એક ગોવાળ જતો હતો તેણે કુવો બતાવ્યો. જ્યાં બીચારો દેવજી દોડતો દોડતો ગયો અને પાણી ભરી લાવ્યો. મોડો જોઇશ તો ભગુ શેઠ ગુસ્સે થાશે એમ ધારી તે બીચારો ઝડપથી બાગ તરફ જવા લાગ્યો. આ વખતે ચોમાસાના દિવસો હતા. જ્યાં ત્યાં થોડું ઘણું પાણી એકઠું થઈ રહ્યું હતું. રસ્તામાં ગારો પણ ખૂબ એકઠો થયેલો દેખાતો હતો. આવી ખરાબ જમીન હતી તે છતાં દેવજી પાણી ભરી ઠેઠ બાગ પાસે આવ્યો તેટલામાં એકાએક તેનો પગ ગારામાં સરી ગયો અને તે બીચારો પાણી સુધાં પડી ગયો. પાણી બધું ઢોળાઇ ગયું. તેને થોડુ વાગ્યું પણ ખરૂં, તે છતાં ભગુ ગુસ્સે થાશે એમ ધારી દેવજી પાછો તે કુવે ગયો અને બીજું પાણી ભરી લાવ્યો. પછી બાગના દરવાજા ઉઘાડી અંદર દાખલ થયો, અને ભગુ બેઠો હતો ત્યાં ગયો. જતાં વારને તેણે પાણી નીચે મુંકી ભગુને કહ્યું કે હું હમણાંજ દરવાજા પાંસેથી આવ્યો; ત્યાં આપણી ગાડી પડી હતી તેનાં પૈડાં ભાંગી ગયાં છે અને બળદો પણ ત્યાં છે નહિ. તમેં બળદોને ક્યાંય બીજે ઠેકાણે બાંધ્યા છે ? આ સાંભળી ભગુના હોંસ ઉડી ગયા. બીજા બધા પણ ઝંખવાણા પડી ગયા. પછી બધા જણા ઉઠી ગાડીની પાસે ગયા, ત્યાં દેવજીના કહ્યાં પ્રમાણેજ બધું દીઠું ગાડીની હાલત જોતાં બધાને વિચાર થયો કે બળદોએ સામસામી મારામારી કરી હશે તેથી ગાડીનાં પૈડાં ભાંગી ગયાં છે; અને તેઓ લડતા લડતા ક્યાંય પણ નાસી ગયા હશે. આ ઉપરથી તેઓ બાગની બહાર જઈ આમ તેમ બળદોને જોવા લાગ્યા, તોપણ કંઇ પત્તો લાગ્યો નહિ. અંતે તેઓએ દેવજીને ગોતવા મોકલ્યો અને પોતે બધા ઉદાસ મન સાથે બાગમાં પાછા ફર્યા. આ વખતે રાત

પડવા આવી હતી; બધાને ભૂખ કકડીને લાગી હતી, તેથી તેઓ ખાવા બેઠા. રંગમાં ભંગ પડયો હતો તેથી કોઇને જોઇએ તેટલો આનંદ મળ્યો નહિ. આટલેથીજ તેઓનાં દુર્દૈવનો છેડો આવ્યો નહિ. ઓચિંતુજ વાદળા ઘમઘોર થઇ ગયું; થોડી વારમાંજ વરસાદ ધોધબંધ પડવા લાગ્યો; અને વિજળીના સબાકા થવા લાગ્યા. બધે અંધારૂં ઘોર થઈ રહ્યું, જેથી કંઈપણ દેખાય નહિ. ભગુ અને બીજાં બધા ધારતા હતા કે વરસાદ થોડી વારમાં રહી જશે પણ તેમ થયું નહિ, અને વખત જતો ગયો તેમ તેમ તે વધારેને વધારે પડતો ગયો. અતિશય વરસાદથી કેટલો વખત થયો છે તેનીપણ કંઈ ખબર પડે નહિ; આવા વખતમાં ઘેર જવું તેઓને વાજબી લાગ્યું નહિ, તેથી રાતની રાત બાગમાં એક ઓ-રડી હતી તેમાં પડી રહેવાનો ઠરાવ કર્યો. ભગુનો મીજાસ આ ઓર-ડીમાં ગયા પછી ઠેકાણે રહ્યો નહિ તેથી તે બોલી ઉઠયો કે તમારા જેવા એકલપેટા છોકરાઓ મેં કયાંય જોયા નથી. હું તમને મારી ગાડીમાં અહિં લાવ્યો તેનો ઉપકાર માનવાને બદલે, તે ભાંગી ગઇ અને બળદો ખોવાઇ ગયા તોપણ તમને તેની કંઇ ચીંતા નથી. ખરૂં છે. તમને કંઇ નુકસાન થયું નથી તેથી તમને દરકાર શાની હોય ? વળી જુઓ મારા પગમાં કાંટો ભોકાયો છે તેની પણ તમને દરકાર છે ? ભગુનું આ કહેવું સાંભળી એક મશ્કરો છોકરો બોલ્યો કે ભગુ શેઠ ત્યારે એમજ કહોની કે પગમાં કાંટો વાગ્યો છે. ફોગટની ગાડી બળદ વાત શું કરોછો ? તમારા ગાડી બળદની શોધ કરવામાં અમારાથી બન્યું તેટલું કર્યું બીજું શું કરીએ ? બાકી જો પગ દુખવાથી આમ બોલતાહો, તો આપ સાહેબના પગ દાબવા બેસું. અને જો અહિં ઉંઘ ન આ વતી હોય તો ખાસા સુંવાળા ગાદી તકીઆ લાવી આપું ?

કહો શેઠ શું વિચાર છે ? કેમ બોલતા નથી ? આ સાંભળી ભગુ વધારે છેડાઇ ગયો, અને બોલ્યો કે કંઈ ફીકર નહિ, બીજી વાર તમારી સાથે કદી પણ નહિ આવું. મશ્કરાએ જવાબ આપ્યો કે શેઠ સાહેબ માફ કરો. આ વખતે તો અમે બધા તમારે ઘેર તમને અમારી સાથે લેવાને કાલાવાલા કરવા આવ્યા હતા, પણ હવેથી નહિ આવીએ. ભગુ આ મેણું સાંભળીને ખૂબ ખીજવાઇ ગયો. જેમ તે વધારે ખીજવાયો તેમ પેલો છોકરો તેને વધારે ખીજવતો ગયો. આમ કરતાં બંને જણા ખૂબ તપી ગયા ત્યારે એક ડાહ્યો છોકરો બોલ્યો ભગુભાઈ તમે શાંત થાઓ અને આ ખરાબ છોકરાને બોલાવોના. અમે તમારો કાંટો સવારના કાઢશું અત્યારે અંધારામાં નીકળશે નહિ. આવા મીઠા બોલો સાંભળી ભગુ નરમ પડયો. પછી સર્વે છોકરા પોતપોતાને વાસ્તે સારી જગ્યા ગોતી તે સાફ કરી અને સુઇ રહ્યા. ભગુને તો આવી જગ્યામાં ઉંઘ આવે તેમ નહોતી તેથી તે એક ખુણામાં બેસી રહ્યો અને વિચાર કર્યા કીધા કે આ બધા જણા સુઇ રહ્યા, અને મને કોઇએ સુવાની જગ્યા બતાવી નહી. વળી તેઓએ પોતપોતાની સુવાની જગ્યા સાફ કરી, પણ મને કોઈએ કરી આપી નહિ. આવા વિચારમાં ને વિચારમાં ભગુ બેસી રહ્યો. પણ તેના બીજા સોબતીઓ જેઓનાં શરીર મજબૂત હતાં અને જેઓને કોઇ પણ ઠેકાણે સુવાની ટેવ હતી તેઓ તો ભર નિદ્રામાં પડ્યા. જ્યારે બધા છોકરાઓ ઉપર કહેલી હાલતમાં ઓરડીમાં સુતા હતા, ત્યારે પેલો બીચારો દેવજી જંગલમાં આમથી તેમ રખડતો હતો. માથે વરસાદ જોસથી પડતો હતો તેથી તેનાં લૂગડાં સા ભીંજાઈ ગયાં હતાં જેથી તેનું શરીર ટાઢથી થરથર કંપતું હતું. પગ કાદવમાં ખુંચી જતા જેથી ચાલવામાં તેને ઘણીજ મહેનત પડતી હતી. આ-

ટલો હેરાન થયો તે છતાં પણ તેને બળદોની કંઇ પણ ખબર મળી નહિ. અંતે તે બીચારો રખડી રખડીને થાકી ગયો ત્યારે બાગ તરફ વળ્યો. આ વખતે ઇશ્વરને તેની દયા આવી તેથી તેણે વાદળાં વિખેરી નાંખ્યાં અને ચંદ્રમાને પ્રકાશ કરવા હુકમ આપ્યો. ચંદ્રના તેજથી તેણે રસ્તો શોધી કાઢ્યો અને બાગમાં આવી પહોંચ્યો. અને માળીને પૂછીને બધા જ્યાં સૂતા હતા ત્યાં પોતે પણ ગયો. આ વખતે બધું શાંત હતું સવાર પડવાનો વખત થયો હતો. ભગુને પણ મોડી રાતે બેઠાં બેઠાં ઝોકું આવી ગયું હતું. દેવજી આખી રાત રખડવાથી થાકી ગયો હતો તેથી થોડીવાર સૂતો. પણ ઊંઘતો ક્યાંથીજ આવે તેને તો વિચાર થયા કરે કે શેઠ શું કહેશે ? આમાં ખરૂં જોતાં ભગુ શેઠનો વાંક છે પણ હું તે શેઠ આગળ કહું તો મને ખોટું લાગે છે. ભલે શેઠ મને ઠપકો દેશે તે હું સહન કરીશ પણ ભગુનો વાંક નહિ કાઢું. આવા વિચારમાં જરા આંખો વીંચાઈ, પણ તેટલામાં સવાર પડ્યું. એકજણ ઉઠ્યો અને બધાને ઉઠાડ્યા. ઉઠતાં વેંતજ બધા ગાડીવાળાની પાસે ગયા અને બળદના સમાચાર પૂછ્યા. પણ કંઈ ખબર ન મળવાથી નિરાશ થયા. ભગુને, દેવજી, જે આખી રાત ભટકવાથી થાકીને લોથ થઇ ગયો હતો તેની દયા તો આવી નહિ, પણ ઉલટો બોલ્યો કે બળદો ભાગી ગયા તેનું તેં કંઈ ધ્યાન રાખ્યું નહિ. વળી તુંને તેઓને ગોતી લાવવા મોકલ્યો હતો ત્યાંથી પણ એમને એમજ આવ્યો. ફીકર નહી. હું શેઠને કહીને તુંને તારાં આ કામ માટે કેવો બદલો અપાવું છું તે જોજે. મારાથી બનશે ત્યાં સુધી તો ચાકરી-માંથીજ રજા અપાવીશ. ઉલટો ચોર કોટવાલને દંડે એ કહેવત પ્રમાણે ભગુને પોતાની ઉપર ખોટું આળ ચડાવતો જોઈ દેવજીને ઘણું માઠું લાગ્યું તોપણ તે ધીમેથી બોલ્યો કે ભગુશેઠ બળદોને તો પૈડાં

સાથે તમેજ બાંધ્યા હતા તેમાં મારો વાંક શો? વળી જો મને તમે જગ્યા સાફ કરવા ન મોકલ્યો હોત, તો હું તેઓને નાસી જવા ન આપત. ભગુ આ સાંભળીને ઘણો ચીરડાઇ ગયો અને દેવજીને ગાળો ભાંડવા લાગ્યો. આ જોઇ કેટલાક છોકરાઓએ ભગુને શાંત પાડ્યો અને દેવજીને કહ્યું કે તું ડર ના. અમે પ્રાણજીવન શેઠને ખરી હકીકત કહે શું અને તુંને વિના વાંકે સજા થવા નહિ દઇએ. આ બંનેને આવી રીતે શાંત પાડ્યા પછી બધા જણા હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા. તેઓ માંથી એક બોલ્યો કે આપણે ગામમાં જઇ પ્રાણજીવન શેઠને આ હકીકત કહીએ; તેટલાંમાં બીજો બોલ્યો કે બળદો જડ્યા વિના ગામમાં તો ન જવું. આપણે બધા દશેક વાગ્યા સુધી જુદી જુદી દીશાઓમાં તેઓની શોધ કરીએ; અને પછી આપણી પાસે મગજના લાડુ છે તેનો નાસ્તો કરી ગામ તરફ રવાના થઇશું. આ વાત ઘણા ખરાઓને પસંદ પડી તેથી થોડીવાર પછી બધા જુદી જુદી દીશાઓમાં નીકળી પડ્યા. ઘણી ઘણી શોધ કરી તોપણ બળદોનો પત્તો કયાંયથી લાગ્યો નહિ. અંતે જ્યારે તડકાનું જોર વધ્યું ત્યારે તેઓ એક પછી એક પાછા આવવા લાગ્યા. બધા આવી રહ્યા તોપણ બળદોના સમાચાર મળ્યા નહિં. આ છેલી શોધમાં પણ નિષ્ફળ થવાથી તેઓ ઘણા દલગીર થયા. થોડી વારમાં તેઓને માલમ પડયું કે, દલગીર થઈ બેસી રહે કંઈ વળવાનું નથી માટે જલદી ગામમાં જઈ આ ખબર પ્રાણજીવન શેઠને કહીએ, જેથી તે તેનાથી બનતી મહેનત કરી બળદોને ખોળી કહાડે. આવો વિચાર કરી ઘેર જલદી પહોંચાય તેટલા માટે તેઓ નાસ્તો કરવા બેઠા. ભગુને ગળ્યું ભાવતું ન હોતું તેથી તે ભૂખ્યોજ રહ્યો, અને બાકીનાઓએ ભૂખ પ્રમાણે ખાઇ લીધુ. દેવજીને વધારે ખાવાનું આપ્યું કારણ કે તે

રાતનો ભૂખ્યો હતો અને વળી તે સાંજ સુધી બાગમાંજ રહેવાનો હતો. ખાઇ રહ્યા પછી બધા ગામ તરફ જવાને નીકળ્યા. નીકળતી વખતે એક સમજુ અને ઉમરે પુગેલા છોકરાએ દેવજીને કહ્યું કે ભાઇ તું ચીંતા કરીશમાં. હું તારા શેઠને સાચેસાચી વાત કહીશ અને તુંને ચાકરીમાંથી બરતરફ નહિ કરે તેવી તજવીજ કરીશ. વળી તારા શેઠ પણ સમજુ છે એટલે તે તુંને તરતંજ ગામમાં બોલાવી લેશે અને ઉલટા ભગુને તેની આવી ખરાબ ચાલ માટે ઠપકો દેશે આટલું કહી બધા ગામ તરફ ચાલ્યા. આ વખતે દશેક વાગ્યા હતા તેથી તડકાનું જોર વધારે હતું તેથી ચાલવામાં જરા અડચણ પડતી હતી. ભગુની અડચણોનું તો પુછવુંજ શું ? તેને એક તો ઘણું ચાલવાની ટેવ નહોતી તેમાં રાતનો ઉજાગરો અને કડકડતી ભૂખ. આથી તેનો મીજાસ તો ખસી ગયો પણ શું કરે ? જેમ તેમ કરીને પણ ચાલવા વિના છુટકો નહોતો તેથી મનમાં છોકરાઓને ગાળો દેતો જાય અને ચાલ્યો જાય. એટલામાં પેલો મશ્કરીખોર છોકરો તેની પાસે આવ્યો અને બોલ્યો કે ભગુ શેઠ તમે ભૂખ્યા છો તેથી થાકી ગયા હશો, માટે આવો મારી ખાંધ ઉપર બેસાડું. ભગુ પહેલાંથીજ ખીજમાં હતો તેમાં વળી આ "બળતામાં ઘી હોમાયાની પેઠે થયું તેથી એકદમ કુદકો મારી પેલા છોકરાને મારવા માટે તેના અંગ ઉપર ધસ્યો. પણ તેવામાં તેનો પગ કાદવથી લપસી ગયો અને તે ઠડડ ભુસ દઇને નીચે પડ્યો. લુગડાં ગારાવાળાં થયાં, અને ડીલ પણ તેમાં સારી પેઠે ખરડાયું. તરતજ બધાએ એકઠા મળી તેને ઉઠાડયો અને પાસેના ખાબોચીઆના પાણીથી તેના હાથ પગ ધોવરાવ્યા; અને પેલા મશ્કરીઆ છોકરાને ખુબ ઠપકો આપ્યો. એમ કરતાં થોડી વાર પછી ગામની ભાગોળે આવી પહોંચ્યા.

અહિં ભગુના બાપા પ્રાણજીવન જે તેઓની સામે જવા નીકળ્યા હતા તે તેઓને મળ્યા. બધા છોકરાઓમાંથી ભગુનાંજ લુગડાં બગડેલાં જોઇ તેણે તેને પૂછ્યું કે તુંને શું થયું છે? શું પડીતો નથી ગયો? આ સાંભળી ભગુએ ઇસારત કરી કે હું તમને બધી વાત ઘેર જઈને કહીશ. ભલે તેમ કરજે એમ કહી પ્રાણજીવન શેઠે બીજા છોકરાઓ સાથે થોડી ઘણી વાત ચીત કરી અને પછી ભગુ સાથે બીજીગાડીમાં બેસી ઘેર ગયા. ઘેર ગયા પછી ભગુ કપડાં કહાડી જમ્યો અને પછી બાપાપાસે આવીને બોલ્યો કે સાંભળો અમે ગઈ કાલે સવારે નીકળ્યા હતા તે ત્યાં બપોરે પહોંચ્યા ત્યાં ગયા પછી મેં દેવજીને પાણી ભરવા મોકલ્યો કારણ કે મને તે બાગનું પાણી ખારૂં લાગ્યું. જુવો બાપા તે પાણી ભરીને છેક સાંજે આવ્યો અને આવતાં વારનેજ મને પુછે છે જે બળદો ક્યાં ગયા? શું હું બળદોનું ધ્યાન રાખવા બેઠો હતો જે મને ખબર હોય? મેં તો તુરતજ તેને જવાબ આપ્યો કે એ કામ તારૂં છે અને તેં તેમાં પુરતું ધ્યાન ન રાખ્યું તેથી હું તુને ચાકરીમાંથી બરતરફ કરાવીશ. કહો બાપા મેં તેને આમાં શું ખોટું કહ્યું? એવાં બે દરકાર માણસને નોકરીમાં રાખવાથી શો ફાયદો? હું તો કહું છું કે તેને હમણાથીજ રજા આપો. પ્રાણજીવને ઉત્તર દીધો કે હું બીજા છોકરાઓને પૂછી ખરી બીનાથી વાકેફ થઇશ અને પછી દેવજીને ચાકરી પરથી રજા આપીશ. ભગુએ આ સાંભળી વિચાર્યું કે જો બાપા આ વાત બીજા છોકરાઓને પૂછશે તો હું ખોટો ઠરીશ માટે તે તેઓને ન પૂછે તેવું કરૂં તો ઠીક. આવો વિચાર કરી તેણે કહ્યું કે બાપા તમે જો પેલા છોકરાઓને પૂછશો તો તેઓ તમને ખોટું કહેશે. પ્રાણજીવને સવાલ કર્યો કે ખોટું શા માટે કહે શે! ભગુ ગુસ્સે થઇને બોલ્યો કે શા માટે? જુઓ સાંભળો

તેઓએ મને સાથે લઈ જઇને ખૂબ દુઃખ દીધું છે તેમાંનું એકતો એ, કે મારા પગમાં કાંટો ભોકાયો હતો તે કોઇએ કહાડયો નહિ. બીજું એકે રાતે સૂતા ત્યારે તેઓ પોત પોતાને સારૂ જગ્યા ગોતી, સાફ કરી અને સુઇ ગયા. તેમાં મને કોઇએ જગ્યા પણ ગોતી આપી નહિ ત્યારે સાફ તો કયાંથીજ કરી આપે? ત્રીજું એકે તેઓ બધા આજે સવારે મને મૂકીને ખાવા મંડી ગયા; અને ચોથું એકે અમે જ્યારે આવતા હતા ત્યારે એક ખરાબ છોકરાએ રસ્તામાં મારી મશ્કરી કરી અને મને પાડી નાંખ્યો. કહો બાપા! કે આવા છોકરાઓ સાચું બોલશે? બાપા કહે કે કદાચ એક છોકરો જૂઠું બોલે પણ બધા બોલશે નહિ અને બોલશે તોપણ સાચું કે જૂઠું પારખવાની મને ખબર છે માટે તેઓ મને છેતરી શકશે નહિ. ભગુએ જાણ્યું કે બાપા પાસે હું ફાવી શકીશ નહિ તેથી તે વધારે બોલ્યો નહિ, પ્રાણજીવન થોડી વાર પછી હરીદાસ નામના એક છોકરાને ઘેર ગયા, કે જેના પ્રમાણીકપણા વિષે તેને પહેલાંથીજ ખબર હતી. પ્રાણજીવન શેઠને પોતાને ઘેર આવતા જોઇ હરીદાસ તેને બારણાં સુધી લેવા ગયો, અને બોલ્યો કે શેઠજી આજતો અમારે ગરીબને ઘેર પધારવું થયું? આજતો અમારી ઉપર મોટી કૃપા કરી. આટલું કહી તેને એક સાદડી ઉપર બેસાડ્યા અને પાનસોપારી લાવી આપ્યાં. પ્રાણજીવન હરીદાસનો આવો વિવેક જોઇ ઘણા ખુશી થયા. પછી તેણે હરીદાસને ચંદન બાગે બનેલો વૃત્તાંત પૂછ્યો ત્યારે તે બોલ્યો કે અમે બાગે પહોંચ્યા ત્યારે ભગુએ દેવજીને અમારી સાથે મોકલ્યો અને પોતે બળદ બાંધવા પાછળ રોકાયો. ત્યાંથી આવ્યાં પછી દેવજીને પાણી ભરવા મોકલ્યો તે બીચારે અજાણ્યો હતો તેથી પાણી લાવતાં મોડું થયું. વળી જ્યારે તે પાણી લેઇને આવતો હતો ત્યારે

તેણે ગાડી ભાંગેલી જોઈ અને બળદોને પણ દીઠા નહિ તેથી તે બીચારો ગભરાતો ગભરાતો અમારી પાસે આવ્યો અને ભગુએ બળદો બાંધ્યા હતા, માટે તેને તેણે પૂછ્યું કે શેઠ બળદો ક્યાં છે? આપણી ગાડી કેણે ભાંગી નાખી? ત્યારે ગુસે થઈને ભગુ બોલ્યો કે ગાડી સાચવવાનું કામ તારૂં છે કંઇ મારૂં નથી. તું તેમાં ધ્યાન નથી રાખતો, તેથી હું તુને તારાં કામપરથી બરતરફ કરાવીશ. આ સાંભળી દેવજી ગભરાવા લાગ્યો, ત્યારે અમે બધાએ તેને ધીરજ આપી કે તું બીહી ના. અમે પ્રાણજીવન શેઠને ખરી બીના કહીશું અને તે ભલા અને વિચારવાળા છે તેથી તુને કાઢી નહિ મૂકે. આટલું કહ્યું તે છતાં પણ અમને તેણે કહ્યું કે હું શેઠને શું મહોડું બતાવીશ? ત્યારે અમે તેને કહ્યું કે આજ તો તું બાગેજ રહે, અને બને તેટલી બળદોની શોધ કર, અને અમે ગામમાં જઈ આ બીના શેઠને કહીએ છીએ તેથી તે પણ શોધ કરશે અને જ્યારે બળદો મળે ત્યારે તું ગામમાં આવજે. શેઠ, અમે તમારી રજા વિના તેને બાગમાં રાખી આવ્યા માટે બધાની વતી હું તમારી પાસે ક્ષમા માગું છું, અને તે સાથે એટલી પણ વિનતિ કરૂં છું કે તમે દેવજીને રજા આપશો નહિ. આમાં પ્પરૂં જોતાં તેનો વાંક નથી તોપણ તે બીચારો વરસાદમાં આખી રાત આમથી તેમ રખડ્યો, અને ખૂબ હેરાન થયો, તે છતાં પણ કમ નસીબે બળદો જડ્યા નહિ. ખરેખર શેઠ, તે બહુ ભલો માણસ છે કારણ કે ભગુનો વાંક થયો છે તોપણ તમારી પાસે તેનો વાંક નહિ કાઢતાં તે પોતાનોજ વાંક થયોછે એમ સમજે છે; માટે શેઠ તમે આવાં મનુષ્ય માટે વિચાર કરી યોગ્ય પગલું ભરશો. હરીદાસનું આ નિષ્પક્ષપાત કહેવું સાંભળી પ્રાણજીવન શેઠ મનમાં આનંદ પામ્યા અને પછી તેને કહ્યું કે તમે મને આ ખરી બીનાથી જાણીતો કર્યો છે તેથી હું ઘણો ખુશી થયોછું

પણ આ ઉપરાંત ભગુની બીજી શીશી ખરાબ ટેવ છે તેને વિષે તમે મને કંઇપણ ઇસારો કર્યો નહિ, માટે જો તે કરશો તો હું તમારો ઘણો આભારી થાઇશ ? ત્યારે હરીદાસે ભગુના સ્વભાવ અને ટેવની અથથી તે ઇતી સુધી બાગમાં બનેલી બધી હકીકત કહી. પ્રાણુ-જીવન શેઠ આ સાંભળી બોલ્યા કે ભગુના સ્વભાવની મને થોડી તો ખબર હતી પણ આજે બરોબર પડી છે, માટે હવેથી તેને માટે હું ચાંપતા ઉપાયો લઇશ. બળદોને માટે તમને વધારે દલગીર થતા અટકાવવા માટે હું કહું છું કે જ્યારે તેઓ બાગેથી નાસી ગયા ત્યાર પછી પોતાની મેળે તેઓ અમારે ત્યાંજ આવ્યા છે. આ ખબર તમને કહી એટલુંજ નહિ, પણ તે દેવજીનેપણ કહેવરાવી છે તેથી તે ભાંગેલી ગાડી લઈ થોડા વખતમાં ઘેર આવી પહોંચશે. આ સાંભળી હરીદાસ ખુશી થયો. પછી થોડી વાર તેની સાથે વાત કરી પ્રાણુજીવન પોતાને ઘેર ગયા. અને તે દિવસથીજ ભગુને કસરતશાળામાં મોકલ્યો. પછી હમેશાં રાતે શેઠ ભગુને શીખામણ દેવા લાગ્યા જેથી તે હળવે હળવે પોતાની કુટેવ છોડવા લાગ્યો. પૈસાનો અહંકાર કરવો છોડી દીધો, અને બધાને પોતાના સરખા ગણીને તેઓની જોડે હેત અને સંપથી રહેવા લાગ્યો. વળી પ્રાણુજીવને જ્યારે બળદો ખોવાઇ ગયા ત્યારે દેવજીએ લીધેલી મેહન-તનું વર્ણન કરી ભગુને પૂછયું કે અંધારી રાત્તના અને વળી વરસાદમાં તું જંગલમાં જઇ શકે ખરો ? ત્યારે ભગુએ કહ્યું કે ના બાપા, હું તો અંધારામાં ઘરની બહાર પણ ન જઈ શકું, ત્યારે જંગલમાં જવાની તો આશાજ શી રાખવી ? ભગુને જરા ઠેકાણે આવેલો જોઇ શેઠે કહ્યું કે જ્યારે એમ છે ત્યારે તું દેવજી સાથે ગુસ્સે કેમ થયો ? અને ખોટા ખોટા તેનો વાંક કેમ કહાડયો ? ભગુએ કહ્યું કે બાપા, મારી તે મોટી ભૂલ થઇ છે અને તેને માટે મને ઘણો પશ્ચા

તાપ થાય છે પણ હવે શું કરૂં ! બાપા કહે હવે શું કરૂં કેમ ? જા તારા ભાઇબંધો અને દેવજી પાસે માફી માગ જેથી તેઓ તારી ઉપર પ્રીતિ રાખશે. ભગુએ તેમ કર્યું, તેથી બધા જણા તેને સમજુ ગણવા લાગ્યા અને તેની ઉપર હેત રાખવા લાગ્યા.

## શીખામણ.

આ વાતમાંથી ઘણી શીખામણ લેવાની છે. પેલી એ કે કેટલાક ધનવાનના છોકરાઓ પોતાની શેઠાઇની વાતો જેની તેની પાસે કરે છે અને તેથીજ મનમાં મોટાઇ માને છે. પણ તેમ કરતાં સમજુ માણસ આગળ તેઓની હાંસી થાય છે. પોતાની પાસે ધન છે એવું જણાવવાને મોટી મોટી વાતો કરવા કરતાં કોઇ એવાં કૃત્ય કરવાં જેથી તેઓની મોટાઇ તેની મેળેજ જગતમાં પ્રસિદ્ધ થશે. બીજી સમજણ લેવાની એ છે કે કેટલાક લોકો જ્યારે પોતાની ભૂલ થઇ હોય છે ત્યારે તે ચાકરે કરી છે એમ કહી તેનો દોષ કહાડે છે, માટે તેઓએ તેમ ન કરતાં જ્યારે તેઓનો ખરોજ વાંક હોય ત્યારે તેઓને ઠપકો આપવો તે સિવાય તેઓ સાથે હમેશાં માયાળુપણાથી વર્તવું. ત્રીજી અને અગત્યની શીખામણ એ છે કે પૈસાદાર લોકોના છોકરાઓને કેવે સમયે કેમ વર્તવું તેની પણ ખબર હોતી નથી, માટે સમય પ્રમાણે વર્તતાં તેઓએ શીખવું જોઇએ, કારણ કે કોઇ વખત એવો આવે કે જ્યારે તેઓ મુસાફરી કરવા ગયા હોય અને રસ્તામાં ચોરોથી લુટાય. હવે આવે વખતે સારાં લૂગડાં, સુવાને સુવાળાં ગાદલાં અને સ્વાદીષ્ટ ખાવાનું ક્યાંથી કહાડવું? શું ન મળે ત્યારે ખાવું, પીવું, અને પહેરવું નહિ? ના એમ નહિ. પણ સમય પ્રમાણે જે મળે તેથી પોતાનું કામ ચલાવી લેવાની ટેવ પાડવી. ટુંકમાં એટલુંજ કે ધનાવાનનાં બાળકોએ પો-

તાને મહોડેથીજ પોતાની શેઠાઇ ન બતાવતાં ભણેલા, સદ્દગુણી, અને વિચારવાન્ થવું જે તેઓની શેઠાઇ બતાવવાને બસ થશે.

---

## જુગારવિશે,
## રાત્રી કથા ૮ મી.

એક દિવસે હરજીની જન્મગાંઠ હતી તેથી તેના બાપા પરભુદાસે તેને એક રૂપિઓ આપીને કહ્યું કે આજે તું તારા મિત્રોને બોલાવ અને આ રૂપિઆનું ખાવાનું મંગાવી તેઓને ગોઠ આપજે. હરજીએ ખુશી થઇ રૂપિઓ લીધો અને તુરતજ પોતાના ભાઈબંધોને ઘેર દોડી ગયો. ત્યાં જઇ તેઓને કહ્યું કે આજે ગોઠ કરવા માટે મારા બાપાએ મને એક રૂપિઓ આપ્યો છે માટે તમે બધા મારે ઘેર ચાલો. આપણે મારી વાડીમાં બેસી બરફી અને હલવો મંગાવી ખાઇશું, અને પછી વાર્તાઓ કરી આનંદ કરીશું આટલું કહી થોડા છોડઓને તે પોતાને ઘેર તેડી ગયો; અને અરધા રૂપિઆની બરફીજ મંગાવી તેઓને ખવરાવી અને પોતે પણ ખાધી. ખાઇ રહ્યા પછી શું કરવું તેનો વિચાર ચાલવા લાગ્યો. એક છોકરો કહે કે ગીલી ડંડે રમીએ અને બીજો કહે કે આંખ વીંચામણી રમીએ; એટલામાં એક ત્રીજો બોલ્યો કે બધું રહ્યું આવો ગંજીફે રમીએ અને અકેકી પાઇ મુંકીએ. જે જીતે તે તે પાઇ લઇ જાય. હરજી પાઈ મેળવવાની લાલચથી પેલા રૂપિઆ માંહેલો અરધો વધેલો હતો તે લઇ રમવા બેઠો. બીજા છોકરાઓને આ પૈસાની રમત પસંદ પડી નહિ તેથી તેઓ ચાલ્યા ગયા, અને માત્ર બે જણાજ હરજીની સાથે રમવા બેઠા. રમતાં રમતાં ભોગ જોગે હરજી જીતતો ગયો. અકેકી પાઇ કરતાં તે પાંચેક આના જીત્યો, અને તેના બીજા બે સોબતીઓ પાસે

પાઇ સરખી પણ રહી નહિ. આથી તેઓ બંને ઘણા ગુસ્સે થયા અને હરજી પાસેથી પોતાના પૈસા પાછા માગ્યા. હરજીએ જીતેલા પૈસા પાછા આપવા ના પાડી, જેથી તેઓ હરજીને ગાળો દેવા લાગ્યા અને મારવા દોડ્યા. પણ તેટલામાં હરજી દોડતો ઘરમાં જતો રહ્યો. પેલા છોકરાઓ થોડી વાર ઉભા રહી તેને ગાળો દેતા ચાલ્યા ગયા. હરજીએ ઘરમાં જઇ પૈસા ગણ્યા તો રૂપિઆમાં માત્ર ત્રણ આનાં ઓછા જણાયા. તે પોતા પાસે પાછો રૂપિઓ થયેલો જોઇ ઘણો ખુશી થયો અને વિચાર કરવા લાગ્યો કે બધા કરતાં આ વેપાર મજાનો કે જોત જોતામાં પાંચ આના કમાયો. આ રમત બહુજ સારી છે માટે બીજા છોકરાઓ જોડે રમી, તેઓ પાસેથી પણ પૈસા પડાવી લઇશ. આવો વિચાર કરી પેલો અરધો રૂપિઓ અને બીજા જીતેલા પૈસા પોતાની પાસે રાખ્યા, અને પરભુદાસને કહ્યું કે પેલા રૂપિઆની મેં મારા મિત્રોને ગોઠ આપી છે. આ સાંભળી પરભુદાસને કંઈ શક ગયો નહિ અને પેલા પૈસા હરજી પાસે રહ્યા. એક દિવસે તેર આના ગજવામાં નાંખી હરજીભાઇ ચકલામાં ગયા. તહિં તેને પેલા બે છોકરાઓ જેની પાસેથી તે પૈસા જીત્યો હતો તેઓ મળ્યા. હરજીને જોતાં વારને તેઓ તેની પાસે ગયા અને પોતે ખોયેલા પૈસા રમીને પાછા મેળવી લેવાના ઇરાદાથી તેને કહ્યું કે આવ હરજી આજે કંઈ રમવાનો વિચાર છે? તારી હમણાં જીત છે માટે આજે પણ તુંજ જીતીશ. આ સાંભળી હરજી ભોળવાઇ ગયો અને તેઓની સાથે રમવા બેઠો. સારાં નશીબે આજે પણ હરજીનીજ ફતેહ થઇ. બંને વખતે પેલાઓ હાર્યા હતા તેથી તેઓને આ વખતે હરજીની અદેખાઇ થઈ. તેઓ એ વિચાર કર્યો કે હરજી આપણી પાસેથી હમેશાં જીતી જાય છે માટે એક વખતે તેને એવો ફસાવી

દવો કે તે નીકળીજ શકે નહિ અને તેના બધા પૈસા જાય. આવા વિચારથી તેઓએ હરજીને કહ્યું કે તારી હમણાં જીત છે માટે તું અમારી સાથે ચાલ. અમે તુંને મોટા માણસો જુગાર રમે છે ત્યાં લઈ જઈએ. અમે તારી પાસે હોઈશું તેથી તું જરૂર જીતશે. હરજી આ સાંભળી ખુશી થઇ ગયો અને તેઓને કહ્યું કે ચાલો આપણે ત્યાં જઈએ. ત્યારે તેઓએ કહ્યું કે મોટાઓ સાથે રમવામાં પૈસા વધારે જોઇએ. માટે તે તું લઇ આવ પછી જઇએ. હરજી તેઓને ઉભા રહેવાનું કહી ઘેર ગયો અને બાપાની પેટીને બીજી કુંચી લાગુ કરી આઠ દશ રૂપિઆ લઇ ગયો. રૂપિઆ જોઇ તેના મિત્રો ખુશી થયા અને કહ્યું કે હરજી તું હુશિઆર તો ખરો પણ અલ્યા તું જીતીશ તેમાંથી અમને થોડું આપીશ કે નહિ ? હરજીએ ફુલાઈ જઈ જવાબ દીધો કે શા માટે નહિ ? હું જીતીશ તો તમને ખુશી કર્યાવિના રહીશ નહિ. આટલી વાત થઈ તેટલામાં તેઓ એક ઘર આગળ આવ્યા. પેલા છોકરાઓમાંના એકે બૂમ પાડી દરવાજો ઉઘડાવ્યો, અને ત્રણે જણા અંદર દાખલ થયા. ત્યાં પાંચ સાત મોટા માણસો બેઠા હતા તેઓએ આવો શેઠ, એમ કહીને હરજીને બેસાડ્યો અને રમત શરૂ કરી. પેહેલી થોડી રમતોમાં હરજીનો દાવ પડ્યા કર્યો તેથી તે જીત્યો. પણ થોડી વારમાં તેનો દાવ ફરી ગયો અને તે હારવા લાગ્યો. જતાં જતાં તેની પાસે માત્ર બે ત્રણ રૂપિઆજ રહ્યા ત્યારે તેણે વિચાર કર્યો કે આ ત્રણે રૂપિઆ મંડાવી જઊં કાં તો બમણા થાય છે ને કાંતો સમુળગાએ જાય છે. આવો વિચાર કરી તેણે બધા રૂપિઆ મૂંકી દીધા. તેના કમનશીબે તેનો દાવ પડ્યો નહિ તેથી તે હાર્યો. આથી હરજીનું મહોડું કરમાઇ ગયું તોપણ તેણે વિચાર કર્યો કે ફીકર નહિ આ વખતે ન જીત્યો તો શું

થયું? બીજી વખતે જીતીશ એમ કહી તે પોતાને ઘેર જવા નિકળ્યો. તેના મિત્રો મનમાં તો ખુશી થતા પણ ઉપરથી દલગીર થતા તેની સાથે ચાલ્યા. રસ્તામાં શોકાતુર ચહેરો કરી એકે કહ્યું કે ભાઈ હરજી, આતો બહુજ ખોટું થયું. અમને ઘણીજ દલગીરી થાય છે તું હારી જાય એ અમને કેમ ગમે? બીચારો હરજી તેઓનું આ કપટ ભરેલું બોલવું સમજી શક્યો નહિ, તેથી બોલ્યો કે તેની ફીકર નહી હું હાર્યો તેમાં કંઇ તમારો વાંક નથી. આ વખતે હાર્યો વળી બીજી વખતે જીતીશ. આટલી વાતચીત કરી તેઓ છુટા પડ્યા પેલા મિત્રો તો પોતાનો ઈરાદો પાર પડેલો જોઈ ખુશી થતા ઘેર ગયા. અને બીચારા હરજીના રૂપિઆ ગયા. રૂપિઆ ગયા એટલુંજ નહિ પણ તેને તો જુગટું રમવાની હલકી ટેવ પણ પડી. આ બનાવ પછી હરજી હમેષાં ઘરમાંથી રૂપિઆં ચોરી પેલા ઘરમાં જુગટું રમવા જાય અને ખીસું ખાલી કરી પાછો આવે. એમ કરતાં કરતાં ઘણા પૈસા ગુમાવ્યા. ઘરમાંથી પણ વારંવાર રૂપિઆ ચોરવાથી પરભુદાસે તેને માટે બંદોબસ્ત કર્યો પણ તેનો ચોરનાર કોણ તેની કંઇ ખબર પડી નહિ. હરજીભાઇને ઘરમાંથી પૈસા મળવા મુશકેલ થયા ત્યારે તે પાડોસી અને ઓળખીતાંઓને ત્યાંથી લાગ પડે રૂપિઆ ચોરી લાવે અથવા તો કંઇ ઘરણું જેવી કીમતી વસ્તુ ચોરી લાવે અને તે બજારમાં વેંચી પૈસા એકઠા કરી પેલા ઘરમાં રમવા જાય. એમ કરતાં કરતાં ઘણા દીવસો વીતી ગયા. એક દીવસે પાપનો ઘડો ફુટયો, હરજી પેલા ઘરમાં રમવા બેઠો છે તેટલામાં બારણામાં કંઇ ખડખડાટ સંભાળાયો. જોતજોતામાં સીપાઇઓ દોડી આવ્યા અને જેટલા જણા રમતા હતા તેટલા બધાઓને પૈસા સુદ્ધાં પકડી અદાલતમાં લઇ ગયા. આ અદાલતમાં હરજીના બાપા પરભુદાસ ન્યાયાધીશ

હતા. તેણે જુગટું રમનારાઓની સાથે હરજીને પકડાએલો જોઇ વિચાર કર્યો કે ઘરમાંથી જે રૂપિઆ ચોરાતા હતા તે આ ભાઇનુંજ કામ હતું. પાડોસીઓ અને ઓળખીતાઓને હરજીનો વહેમ હતો તે ખરો છે. કંઈ નહિ. હું આજ પરમેશ્વરનો ઉપકાર માનું છું કે તેણે મારો હાથેજ મારા છોકરાનો ન્યાય કરવાનો વખત આપ્યો છે. એમ કહી બીજા રમનારાઓને કાયદા પ્રમાણે શિક્ષા કરી. અને હરજીને તેઓના કરતાં બમણી સજા કરી. ત્યાર પછી હ-રજીએ જુગટુંરમવાની ટેવ છોડી દીધી, અને પાંસરો દોર થઇ ગયો.

## શીખામણ.

કેટલાંએક માબાપો પોતાનાં છોકરાંઓને ખુશી કરવા માટે તેઓને પૈસા આપે છે, જે તેઓ પોતાની ઇચ્છામાં આવે ત્યાં વાપરે છે. પણ આમ પૈસા આપવાથી ઘણું કરીને કેવું પરિણામ આવે છે તે આપણે ઉપર કહેલી વાત પરથી સારી પેઠે જાણ્યું છે. માટે સમજુ માબાપોએ પોતાનાં છોકરાંઓ ઉપર કહેલે રસ્તે અ-થવા કોઈ બીજે નીચ રસ્તે ન જાય, તેટલા માટે તેઓને પૈસા આ-પવા નહિ પણ કદાચ આપવા પડે તો તેનો ઉપયોગ પોતે પાસે રહી કરાવવો જેથી ઉપર કહેલું પરિણામ આવવાનો સંભવ ર-હેશે નહિ.

આ વાતપરથી બીજી અગત્યની બાબત સમજાય છે તે એ છે કે છોકરાંઓ પેહેલાં પાઇથીજ રમતાં શીખે છે અને ધીમે ધીમે રૂપિઆ તથા ઘરેણાં મૂકી રમે છે. એમ કરતાં પોતા પાસે જ્યારે કંઇ પણ રહેતું નથી ત્યારે ચોરી કરતાં શીખે છે, જેની સાથે બીજા પણ કેટલાક દુર્ગુણો આવે છે. માટે સમજુ માબાપોએ તો તેઓને પાઇથીજ રમતાં અટકાવવાં જોઇએ જેથી ઉપર કહેલાં

જેનું ભયંકર પરિણામ થતુ અટકે; અને સમજુ છોકરાંઓનો એ ધર્મ છે કે તેઓએ પોતેજ તેવી ખરાબ રમતો રમવી નહિ અથવા જો માબાપેંજ નાપાડે તો તેઓની આજ્ઞા માનવી.

---

## મસ્તીખોર છોકરા વિષે,

### રાત્રી કથા ૧૦મી.

કોઈ એક ગામમાં શીવદાસ ભગત કરીને કોઇ પટેલ રહેતા હતા. તેને રામદાસ કરીને એક છોકરો હતો જે બાળકપણથીજ ચંચળ હતો. શીવદાસ ભગતની તેને માટે મોટી મોટી આશાઓ હતી. શીવદાસે તેથી તે ઉમરમાં આવ્યો ત્યારે તેને નિશાળે મોકલ્યો. નિશાળમાં જેમ વખત જતો ગયો, તેમ તેમ તે પોતાની હુશિઆરીથી વખાણ પામતો ગયો. સારા સારા છોકરાઓ અને વર્ગના મેહેતાજી તેની ઉપર પ્રીતિ રાખવા લાગ્યા. એમ કરતાં કરતાં તે ઠેઠ ઉપલા વર્ગમાં આવ્યો. અહિ તેને કેટલાક મસ્તીખોર છોકરાઓની સોબત થઇ, તેથી પોતે પણ ધીમે ધીમે મસ્તી કરવા લગ્યો, મસ્તી કરવા આડે પાઠ કરવામાં આગળ જેટલું ધ્યાન રહે નહિ. ઘેર જાય ત્યારે માબાપ અને નિશાળે જાય ત્યારે મેહતાજી તેને તેથી ખૂબ ઠપકો આપે પણ ભાઇનું મનતો મસ્તીમાં રોકાએલું તેથી તેઓના કહેવાંને ગણુકારે નહી. નિશાળે એક બે છોકરાઓને સાથે લઇ સૌથી પહેલો જોય અને ત્યાં જઇ બાંકડાના પાયા ભાંગી નાંખે, ભોગજોગે કોઇ છોકરો પોતાની સ્લેટ નિશાળે ભૂલી ગયો હોય અને જો તે રામદાસના હાથમાં આવે તો તેના ટુકડા કરી નાંખવામાં તે કશો વિચાર કરતો નહિ. હમેશાં નુકસાન થતું જોઈ મહેતાજી પણ વિચારમાં પડ્યા અને ઘણી શોધ કરી પણ રામદાસ પોતાનું કામ એવી ચાલાકીથી કરતો કે કોઈ દીવસ પકડાતો

નહિ. આ પ્રમાણે તેણે પોતાની ચપળતાનો ઉપયોગ મસ્તી કરવામાં કર્યો તેથી જેમ તે આગળ હુશિઆર છોકરાઓનો ઉપરી હતો તેમ હવે મસ્તીખોર છોકરાઓનો ઉપરી થયો. દીવસો જતાં મસ્તીની સાથે મશ્કરી તથા પોતાનું અંગવાળી બીજાઓના ચાળા પાડતાં પણ શીખ્યો. પોતાના વર્ગમાં કોઈ છોકરો કાણો હોય તો પોતે પણ કાંણો થઈ તેની પાસે બેસે અને મહોડું ભારે રાખી તેની સાથે વાતો કરવા માંડે. આથી પેલો કાંણો છોકરો ભોંઠો પડી જાય અને નીચું જોઈ જાય, અને કોઇ કોઇ વખતે ખીજાઇ જઇ રામદાસને મારવા પણ દોડે. આ તમાસો જોઇ વર્ગના બધા છોકરાઓ ખડખડ હસી પડે. આવી ટેવ પડવાથી રામદાસ પોતાના શરીરના ઘણા ખરા ભાગો પોતાની મરજી મુજબ લાંબા ટુંકા કરતો. કોઇ બહેરો હોય તો પોતે પણ બહેરો છે એવા ઢોંગ કરે. કોઈ લંગડો હોય તો પોતે પણ લંગડો થાય. આ સર્વમાં અજાએબ જેવું એ હતું કે તે પોતાના વાંસા ઉપર મરજીમાં પડે ત્યારે મોટી ખુંધ કાઢતો. આવી રીતે તે અનેક ચાળા કરતો જેથી બીજાં છોકરાંઓને ઘણી ગમ્મત મળતી અને તેથી તેઓ ઘણુ ખરૂં રામદાસની પાછળ પાછળ ફર્યા કરતાં. રામદાસ આજ સુધીતો છોકરાઓની મશ્કરી કરતો હતો પણ હવેથી મહેતાજીનીપણ કરવા લાગ્યો મહેતાજીની જીભ જરા અટકતી હતી તેથી તેનાંથી બરોબર ઉચ્ચાર થઇ શકતા નહિ તેથી રામદાસ વર્ગ ચાલતી વખતે એક દિવસ મહેતાજી પાસે ગયો, અને બોલ્યો કે મેહેતાજી સાહેબ, જુઓ માલો હીછાબ ખલો છે અને બધા છોકલાઓ તે ખોટો છે એમ કે છે માટે તમે તેઓને છીકછા કલો નહિટો હું તેઓને માલીશ. રામદાસનું આ બોલવું સાંભળતાંજ વર્ગના બધા છોકરાઓ ખડખડાટ હસી પડ્યા. મહેતાજી આ જોઇ ભોંઠા પડી ગયા અને ખીજમાંને ખીજમાં રામદાસને

મારવા દોડ્યા; પણ તેટલાંમાંજ રામદાસ ઉઠી ઉભો થયો અને મહેતાજીને રામ રામ કહી પોબારા કરી ગયો. નિશાળમાંથી નીકળ્યા પછી રામદાસને વિચાર થયો કે જો હું ઘેર જઇશ અને બાપાને ખબર પડશે કે હું નાસીને આવ્યો છું તો તે મને શિક્ષા કરશે. આવો વિચાર કરી પોતાના બચાવની યુક્તિ શોધી કહાડી અને પછી ઘેર ગયો. ત્યાં તેના માબાપે તેને એકાએક ખુંધ નીકળી આવેલી જોઈ વિચાર કર્યો કે છોકરાને તો ખુંધ નીકળી આવી છે હવે તેનું શું થશે ? જો તે નહિ મટે તો તેનો આખો જન્મારો બગડશે. આ ઉપરથી તેઓ તેને પાડોસમાં એક દેશી વૈદ રહેતો હતો તેને ત્યાં લઈ ગયાં. વૈદરાજે ખુંધ તપાસી અને કહ્યું કે આ ખુંધ મટવી કઠણુતો છે તોપણ હું તમને ઓસડ આપુ તે તમે તેની ઉપર ચોપડો તેથી તે લાંબે વખતે મટશે. એટલું કહી વૈદરાજે ઓસડનું એક મોટું પડીકું બાંધી આપ્યું. રામદાસ તે પડીકું લઇ ઉભો થયો અને વૈદને કહ્યું કે મારી ખુંધ બહુજ દુખે છે માટે જરા ફરીથી તપાસો. આ સાંભળી વૈદરાજ જોવા જોવા જાય છે તેવાજ શરમાઈ ગયા કારણકે ખુંધ તો બેસી ગઇ હતી. આ ઉપરથી વૈદને એવું લાગ્યું જે રામદાસ અને તેનાં માબાપ મારી મશ્કરી કરવા આવ્યાં છે. વૈદના મહોડાં ઉપરથી શીવદાસ ભગતને લાગ્યું કે તેને માઠું લાગ્યુ છે, તેથી તેણે રામદાસને તેના દેખતાં એક બે તમાચા લગાવી લીધા અને આ ઢોંગ કરવા માટે તેને ખૂબ ઠપકો આપ્યો. પછી રામદાસનાં માબાપ વૈદરાજની માફી માગી રામદાસને સાથે લઇ ઘેર ગયાં. ઘેર ગયા પછી રામદાસને તેની ખરાબ ટેવ છોડી દેવા માટે ઘણું સમજાવ્યો. ત્યાર પછી શીવદાસ પટેલ એક દિવસે નિશાળે ગયા અને મહેતાજી પાસે ઘણા કાલવાલા કરી રામદાસને ફરીથી નિશાળમાં દાખલ કરાવ્યો. દાખલ થયા પછી ક-

હાડી મૂંકવાની બીકે રામદાસ થોડા દિવસ સુધી મસ્તી ન કરતાં ચૂપ રહ્યો. પણ કહેવત છે કે પડી ટેવ તે તો ટળે કેમ ટાળી તે પ્રમાણે રામદાસને જે ટેવ પડી હતી તે ગઇ નાહ. નિશાળમાં ભોગજોગે એક લંગડો નિશાળીઓ થોડા દિવસ થયા દાખલ થયો હતો તેને જોઇ રામદાસને પોતે લંગડો થઈ પેલા છોકરાની મશ્કરી કરવાનું ઘણું મન થાય, પણ બીકથી જુસ્સો દાબી રાખે. એમ કરતાં ઘણો વખત વીતી ગયો ત્યારે રામદાસથી રહેવાયું નહિ. તેથી પોતે લંગડો થઇ પેલા છોકરાની પાછળ પાછળ ફરવા લાગ્યો. આ તમાસો જોઇ નિશાળના બધા છોકરાઓ ખુબ હસતા અને મશ્કરીમાં રામદાસને રામદાસ લંગડો કહીને ખીજવતા. રામદાસ આ સાંભળી મનમાં ફુલાતો અને તેથી નિશાળમાં જેટલો વખત રહે તેટલો વખત લંગડાઈનેજ ચાલતો. એમ કરતાં તેને ગામના લોકોને પણ પોતાની આ ચાલાકી બતાવવાનો વિચાર થયો તેથી તે ગામમાં પણ જ્યાં જાય ત્યાં લંગડાતો લંગડાતો જાય. રસ્તામાં છોકરાંઓ હસતાં, તાળીઓ પાડતાં અને રામદાસ લંગડો કરી બુમો પાડતાં તેની પાછળ જતાં જેથી રસ્તાના દરેક લોકો રામદાસ તરફ જોતાં અને હસતાં. આ જોઇ રામદાસ પણ મનમાં ખુશી થતો; અને હમેશાં લંગડાઈને ચાલતો. આમ કરતાં કરતાં અંતે રામદાસને લંગડાઇનેજ ચાલવાની ટેવ પડી ગઇ. પછી તો પોતે સરખી રીતે ચાલવા જાય પણ ચલાય નહિ. આથી રામદાસ તો મુંઝાયો; હવે તો માબાપને પણ કહી શકાય તેમ ન હોતું; કારણ કે તેઓ તેની ઉપર તેની આવી તોફાની ચાલ ચલણ માટે ઘણાં ગુસ્સે થયાં હતાં. પણ ભોગજોગે શીવદાસ ભગતને આ વાતની ખબર પડી તેથી વળી તેને પેલા વૈદપાસે તેડી ગયો. વૈદે રામદાસને જોતાંજ કહ્યું કે પટેલ સાહેબ, મને માફ કરો. મારી પાસે તમારો

રામદાસ સારો થાય તેવું એકે ઓસડ નથી. આ સાંભળી રામદાસ અને તેનો બાપ નીરાશ થતા ઘેર આવ્યા. થોડા દિવસ સૂધી ઘરનાં ઓસડો પગે ચોપડ્યાં પણ રામદાસ ભાઇનો લંગડા મટ્યાજ નહિ. પછી જ્યારે તે બજારમાં જાય અને છોકરાંઓ રામદાસ લંગડો કહી બુમ મારે ત્યારે તે પહેલાંની પેઠે ખુશી થયાને બદલે મનમાં ખીજાતો અને પોતાની આગલી મૂર્ખાઇ ભરેલી ટેવને માટે પશ્ચાત્તાપ કરતો. આવી રીતે કેટલાંક વર્ષો નીકળી ગયાં. અંતે રામદાસ પોતાની હુશઆરી પોતે સારે રસ્તે વાપરી સુખી થવાના કરતાં આડે રસ્તે વાપરી દુઃખી થયો તેને માટે દલગીર થતાં મર્ણ પામ્યો.

## શીખામણ.

કેટલાક છોકરાઓ નિશાળે જઈ ભણવામાં ધ્યાન રાખવાને બદલે મસ્તી તોફાન કરે છે, જેથી તેઓ પોતે બગડે છે અને બીજાઓને પણ બગાડે છે; તેવાં છોકરાઓએ નિશાળે જઇ મસ્તી કરવાને બદલે પોતાને જે પાઠ ન આવડતો હોય તે પોતાના મિત્રો પાસેથી શીખવો, અથવા પોતાને આવડતો હોય તે તેને શીખવવો. ઘણી મસ્તી કરવાથી કેવું પરિણામ આવે છે તે આપણે ઉપલા દાખલાપરથી જોયું છે. વળી મસ્તી કરનારનું મન તેમાંજ રહે છે તેથી અભ્યાસમાં જોઈએ તેટલુ ધ્યાન અપાતું નથી, જેથી ખરચેલા પૈસા અને વખતનો જોઇએ તેટલો બદલો મળી શકતો નથી, માટે સર્વ સમજુ છોકરાંઓએ પોતાનો વખત મસ્તી વીગેરે તોફાન કરી નકામો કહાડવો નહિ પણ પોતાના ઉદ્યોગમાં મંડ્યા રહેવું જેથી સુખી થવાય. વળી કેટલાંક માબાપો પણ એવાં હોય છે કે જેઓ છોકરાંઓને નિશાળે મોકલ્યા પછી તેઓ ત્યાં શું કરે છે તેની સંભાળ રાખતાં નથી, જેથી તેઓ પૈસા ખરચે છે તે વ્યર્થ જાય છે અને જે નેમથી તેઓને નિશાળે મોકલેલા હોય છે તે ઘણું કરીને

પાર પડતી નથી. માટે શાણાં માબાપોએ પોતાના છોકરાં નિશાળમાં કેવી વર્તણુક ચલાવે છે અને કેટલો અભ્યાસ કરે છે તેની ચોકસી રાખવી, જેથી ભવિષ્યમાં છોકરાંઓ સુખી થાય અને પોતાની ધારેલી નેમ પાર પડે'

---

## ઇશ્વર મહીમા વિષે

### રાત્રિ કથા ૧૧ મી.

એક દિવસે રવીવાર હતો તેથી ભગુને નિશાળમાં રજા હતી. આ વખતે ચોમાસાના દહાડા હતા તેથી તે પોતાના મોટા ભાઈએ બનાવેલી ફુલવાડી હતી તેમાં બપોર વખતે ફરવા ગયો. ફરતાં ફરતાં જ્યાં એક ચંપામાં ફુલો ખીલી રહ્યાં હતાં ત્યાં ગયો. અને તેની શોભા જોવા લાગ્યો. એટલામાં પવનના સપાટાથી થોડાં ફુલોં નીચે ખર્યા, જે ભગુએ ઉચકી લીધાં અને ખુશી થતો સુંઘવા લાગ્યો. સુંઘતાં સુંઘતાં તે વિચાર કરવા લાગ્યો કે ઈશ્વરની કારીગીરી ખરેખર ઉત્તમ છે; આ એક નહાનાં ફુલને કેવી મધુર સુગંધીવાળું અને સુંદર બનાવ્યું છે ? શું કોઇ મનુષ્ય કદી આવું એક ફૂલ પણ બનાવી શકશે? ના, કદી નહિ. એમ છે ત્યારે શું મનુષ્યોએ આ ફુલ તેમજ આખી સૃષ્ટિના કર્તા પરંકૃપાળુ પરમેશ્વરનો ઉપકાર માનવો જોઇતો નથી? શું તેની અદભૂત શક્તિનાં વખાણ કરવાં જોઇતાં નથી ? શું આપણે તે સર્વ શકિતમાન્‌ની આજ્ઞામાં રહેવું જોઈતું નથી ? ખરે જે થનુષ્ય તેની શકિતનાં વખાણ કરતો નથી, અને તેની આજ્ઞા પાળતો નથી તેને તે ગમે તેટલી શિક્ષા કરે તો પણ તે થોડી છે. તે આવા વિચાર કરે છે તેટલામાં કાળા રંગનાં વાદળાંઓથી આકાશ ઘેરાઈ ગયું. સૂર્ય ઢંકાઈ ગયો, અને

પૃથ્વી ઉપર બધે અંધકાર પથરાઇ ગયો. પવન પોતાના પુર જુસ્સાથી ફુંકવા લાગ્યો જેની સાથે વરસાદનાં મોટાં મોટાં ફોરાં પડવા લાગ્યાં. થોડીવાર આવું ચાલ્યા પછી વરસાદ એકદમ તુટી, પડ્યો; વીજળીના સબાકા થવા લાગ્યા; અને કાન ફોડી નાંખે તેવા કડાકા સંભળાવા લાગ્યા. ભગુ એકાએક આવા બનાવથી ગભરાઈ ગયો અને બીહીવા લાગ્યો કે રખેને વિજળી મારી ઉપર પડે. આવા ગભરાટમાં ને ગભરાટમાં તે પોતાના ઘર ભણી દોડચો. ત્યાં તેની બેન મણી જે પોતાનો ભાઈ વરસાદમાં ભીંજાતો હશે એમ ધારી હાથમાં છત્રી લઇ તેની સામે જવા નીકળી હતી તે તેને મળી. ભાઈને જોતાંજ મણી ખુશી થઇ અને તેને ઘરમાં ગયા પછી પૂછ્યું કે ભાઇ તું વરસાદમાં બહાર કેમ ગયો હતો ? આનો જવાબ ભગુ દેવા જતો હતો તેટલામાં તેની માએ તેને ભીંજેલાં લુગડાં ઉતારી બીજાં પહેરવાને અંદર બોલાવ્યો. ભગુ બેનને આવું છું કરી લુગડાં બદલાવો બીજા ઓરડામાં ગયો. ભીંજાએલાં કપડાં તો જલદી કહાડી નાખ્યાં પણ બીજાં કપડાં પેટીમાંથી કહાડીને પહેરતાં જરા વધારે વખત લાગ્યો. આથી ભગુ જ્યારે મણી પાસે આવ્યો ત્યારે વરસાદ રહી ગયો હતો અને સૂર્યનો પ્રકાશ પણ થોડો થોડો પડતો હતો. ભગુ, બેન પાસે જઇ તેના સવાલના જવાબમાં કહેવા લાગ્યો કે બેન, જ્યારે હું બહાર વાડીમાં ગયો ત્યારે વરસાદ પડવાની જરા પણ નિશાની ન હોતી, પણ ત્યાં ગયા પછી થોડી વારમાંજ વરસવા લાગ્યો. બેન મને આશ્ચર્ય થાય છે કે હું ગયો ત્યારે વરસાદની નિશાની પણ ન હોતી, પણ હમણાં તો ખુબ વરસીને રહી પણ ગયો. આ સાંભળી મણી બેને કહ્યું કે ભાઈ, તું જાણુતો નથી કે પરમેશ્વરની ઇચ્છામાં આવે તો તે ક્ષણુ એકમાં ગમે તે કરી શકે છે ? આ તો માત્ર વરસાદ

વરસાવ્યો છે, પણ આખી પૃથ્વિનો પ્રલય કરી દેવો હોય તો તે કરવાને પણ તે શકિતમાન્ છે. તેની શકિત અમાપ છે, કારણકે જગતમાં જેટલી વસ્તુઓ દેખાય છે, તે સર્વમાં તેની શકિત માલમ પડે છે, તેની શકિત વિના કોઇપણ વસ્તુ બની શકતી નથી. તેની મરજીમાં આવે તો તે પળવારમાં ગમે તે ફેરફાર કરી શકે છે. સુખી માણસ હોય તેને થોડી વારમાં દુઃખી કરી દે છે અને દુખી હોય તેને સુખી કરી દે છે. ખરેખર ભાઇ તેનો મહિમા અપાર છે, તે કોઇનાથી માપી શકાતો નથી. પણ ભાઈ તું હવેથી બહાર જાય ત્યારે છત્રી સાથે લેતો જજે, વખતે વરસાદ પડે તે કામ આવે. ભગુ, બેન વારૂ હવેથી તેમ કરીશ કહી પોતાના પાઠ તૈયાર કરવા ગયો.

## શીખામણ.

જગતમાં નજીવી દેખાતી વસ્તુઓથી માંડી ગમે તેટલી મોટી વસ્તુઓ તપાસી જોઇએ, તો સર્વમાં પરમેશ્વરની શકિત દેખાય છે તે આપણે માટે અતિશય મેહનત લઈ જે વસ્તુઓ જોઇએ છીએ તે તૈયાર કરે છે. પણ તે તેમ ન કરે તો આપણાજ નહિ, પણ પ્રાણીમાત્રના શા હાલ થાય? ખરેખર તે ઘણીજ મેહનત લઈ આપણી સંભાળ રાખે છે. આ ઉપકારના બદલામાં આપણે તેની શકિતના વખાણ કરવાં જોઇએ, અને તેની પવિત્ર આજ્ઞા પ્રમાણે વર્તવું જોઈએ. જે માણસ તેની આજ્ઞા પાળતો નથી તેને તે પાપી ગણે છે અને તેના પાપને માટે તેને શિક્ષા કરે છે. માટે દરેક મનુષ્યે પરમેશ્વરની ભકિત કરવી અને તેની આજ્ઞાઓ માનવી જેથી આ લોકમાં અને પરલોકમાં સુખ મળે.

---

# ખોટી બડાઇ કરવા વિષે
## રાત્રિ કથા ૧૨ મી.

કોઇ એક દોલતરાય કરીને છોકરો હતો. તે નિશાળે ભણુવા જતો હતો જ્યાં તે પહેલા વર્ગમાં હતો. તેનો તેની મહેનત પ્રમાણે નંબર પણ બીજે ત્રીજે રહેતો હતો. એકતો તે ઉપલા વર્ગમાં હતો અને બીજું તેનો નંબર ઉપર રહેતો હતો જેથી તેનો અહં-કાર ક્યાંય માતો નહિ. નીચલા વર્ગના છોકરાઓ ઉપર પોતાનો હુકમ ચલાવે અને જો કોઇ ન માને તો તેને પોતાને હાથે શિક્ષા પણ કરે. એમ કરતાં એક દિવસે દોલતરાયે પોતાના વર્ગના એક છોકરાને પોતાની ચોપડીઓ, વર્ગમાંથી લાવવાનું કહ્યું. છોકરો કહે કે મારે કામ છે માટે હમણા હું લાવી શકું તેમ નથી. આ સાંભળી દોલતરાયનો મીજાસ ફાટયો અને તે છોકરાના શરીર ઉપર ધસી જઈ એક બે તમાચા લગાવી લીધા. છોકરો બાપડો ગરીબ હતો તેથી માર ખાઇને બેસી રહ્યો. છોકરાને મહેતાજી પાસે રાવ ખાવા ન ગયેલો જોઇને દોલત પોતાના મનમાં ખૂબ ફુલાયો, અને વિચાર કરવા લાગ્યો કે હું બધા છોકરાઓ ઉપર મારો હુકમ ચલાવું અને ન માને તેને લગાવું પણ ખરો, તેમાં કોઇ મારી સામે થતું નથી. આવા ગર્વના વિચાર કરતો તે આજ ઘેર આવ્યો. ચોપડી મૂક-વાનું દફતર, લુંગડાં વિગેરે દમાગમાંને દમામમાં આમ તેમ ફેંકી દઈ એક જગ્યા ઉપર બેઠો, અને આજે નિશાળે બનેલા બનાવ માટે વિચાર કરવા લાગ્યો. તેના મનમાં હતું જે બાપા હમેશાની પેઠે નિશાળનો આજનો હેવાલ પણ પૂછશે. પણ આજ તેણે કંઇ પૂછ-યુંજ નહિ, તેથી થોડા વાર રહી દોલત બોલ્યો કે બાપા, આજ મેં એક છોકરાને વર્ગમાંથી મારી ચોપડીઓ લાવી આપવા કહ્યું પણ તે તે લાવ્યો નહિ તેથી મેં તેને લગાવ્યો. જુઓ બાપા, તે માર

ખમી રહ્યો પણ મહેતાજી પાસે ફરીઆદ કરવા ગયો નહિ. મણીલાલ સમજુ હતા તેથી દોલતનું કહેવું સાંભળી તેની મૂર્ખાઈ તરફ હસ્યા અને તેને પેલા છોકરાને મારવા માટે ખૂબ ઠપકો આપ્યો. દોલતરાયે આ સાંભળી વિચાર્યું કે આતો બાપાને ખુશી કરવા જતાં ગુસ્સે કરી દીધા; ઠીક છે વળી બીજે તાલ લગાવું. થોડીવાર પછી મણીલાલને ખુશીમાં જોઇ તે બોલ્યો કે બાપા આજ મારો નંબર ત્રીજો આવ્યો છે અને પેલા હરીઆનો તો ઘણો નીચે આવ્યો છે. મણીલાલે ફરીથી કહ્યું ત્રીજો આવ્યો તેમાં શુ થયું? પહેલો કેમ ન આવ્યો? પહેલો આવે ત્યારેજ હું જાણું કે હવે તું હુશિઆર. બીજી વાર પણ ધારવા કરતાં ઉલટો જવાબ મળ્યો જેથી દોલતરાય ગુસ્સે થયો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે જુઓ બાપા મને ઠોઠા કહે છે. ત્રીજો નંબર રહે છે તે તો તેના ધ્યાનમાં ઉતરતો નથી. હમણાં હું ઝાઝી મહેનત કરતો નથી છતાં પણ મારો નંબર આટલો ઉપર રહે છે તેની તેને શું ખબર પડે. તેને ખબર ન પડે તો કંઇ નહિ પણ હું તો જાણું છું કે મારો નંબર પાઠ વાંચવાથી નહિ પણ માત્ર મારી હુશિઆરીથીજ રહે છે. જો હુશિઆરીથી ન રહેતો હોત તો હમણાં હું આગળ જેટલું લેસન વાંચતો નથી તેથી મારો નંબર નીચે આવવો જોઇએ. તે પોતાના મનમાં આવા વિચાર કરતો હતો તેટલામાં મણીલાલે કંઇ કામ સોંપી તેને બહાર મોકલ્યો. તેના ગયા પછી મણીલાલને વિચાર થયો કે હમણાં ભાઇનો નંબર જરા ઉપર રહે છે, તેથી તે મનમાં ઘણોજ ફુલાઇ ગયો છે અને પોતે હુશિઆર છે એમ ધારી મનમાં ઘણો ફાંકો રાખે છે. હમણાં સમજાવ્યો તે સમજે તેમ નથી, એકાદ વખત ઠોકર ખાશે ત્યારેજ ઠેકાણે આવશે. આવા વિચારથી તેણે દોલતને કંઇપણ કહેવું છોડી દીધું. દોલત તો પોતાના મનમાં ઉપર કહ્યાપ્રમાણે પોતાની હુશિઆરી

માટે ખૂબ અહંકાર રાખે અને ઝાઝું પાઠ કરવા ઉપર ધ્યાન આપે નહિં. આથી તેનો નંબર વર્ગમાં નીચે આવવા લાગ્યો, તોપણ તેને તેની કંઇ દરકાર હતી નહિ. તે હવેથી એમ વિચાર કરવા લાગ્યો કે નંબર નીચે આવ્યો તો શું થયું, કંઇ મારી હુશિઆરી તો નાસી નથી ગઈ ? વર્ગમાં નંબર નીચે આવ્યો તો શું થયું, કંઇ પરીક્ષા તો નથી ગઇ. વર્ગને બદલે તેમાં ઉપર આવીશ. આવા ને આવા વિચારમાં ઘણા દિવસો નીકળી ગયા. પરિક્ષા પાસે આવી. દોલતે પરીક્ષા પાસે આવેલી જોઈ વિચાર કર્યો કે હજુ તો તેની આડા ઘણા દિવસો છે. માત્ર થોડાજ બાકી રહેશે ત્યારે હું મારૂં બધું લેસન વાંચી જઇશ. એમ કરતાં થોડા દિવસો રહ્યા ત્યારે આજ વાંચીશ કાલ વાંચીશ એમ કર્યા કરે. પછી તો માત્ર બે ત્રણ દિવસોજ રહ્યા ત્યારે તેને વિચાર થયો કે હવે આટલા થોડા વખતમાં હું કેટલુંક લેસન વાંચીશ. ઘણું ખરૂં તો મને આવડે છે. અને બાકી જે થોડું રહ્યું. તે હું પરીક્ષાની આગલી રાતે જોઈ જઇશ, જેથી મને કંઇ હરકત પડશે નહિ. એમ કરતાં પેલા બે ત્રણ દિવસો પણ નીકળી ગયા, અને પરીક્ષાના દિવસની આગલી રાત પણ આવી. ઠરાવ પ્રમાણે દોલતભાઇ હાથમાં ચોપડી લઈ પાઠ વાંચવા બેઠા, પણ ઘણા દિવસો થયા શરીર આળસુ થઈ રહેલું, તેથી આળસ આવવા લાગ્યું અને માથું ચડી આવ્યું. તુરતજ હાથમાંથી ચોપડી ફેંકી દઇ તે બોલ્યો કે કંઇ ફીકર નહિ. થોડા પાઠો વાંચવાથી શો ફાયદો થનાર હતો ! ઘણા ખરા તો મને આવડે છે તેમાંથી કદાચ સવાલો આવશે તો કંઈ બીક નથી. અને જો વાંચેલા નથી તેમાંથી આવશે તો પણ મારી હુશિઆરીથી હું જવાબ દઇશ, પણ પાસ થયાવિના તો રહેનાર નથી. એટલામાં તેને ઉંઘ આવવા માંડી જેથી તે સુઇ ગયો. સવાર પડતાં ઉઠયો અને ખાઇ

પી નિશાળે ગયો. થોડી વારમાં પરીક્ષક આવ્યા અને બધાને સવાલો પૂછવા માંડ્યા. સૌથી છેલ્લે દોલતનો વારો આવ્યો ત્યારે તે જવાબ દેવાને ઉભો થયો, પણ બીકથી પગ તો પહેલાંથીજ ધ્રૂજતા હતા અને મોહોડે પરસેવો આવતો હતો, જેથી તે એકે સવાલનો જવાબ દઇ શકયો નહિ. આ વખતે તેની બધી હુશિઆરી સુકાઇ ગઇ, અને પરીક્ષામાં ઉપલે નંબરે આવવાનો વિચારતો મનમાંજ રહી ગયો. ભાઇ સાહેબ પરિક્ષામાં ના પાસ થયા, અને રડવા જેવું મોહોડું કરી, મોડા મોડા ઘર આગળ ગયા. ત્યાં મણીલાલને તો મહેતાજીએ પહેલાંથીજ ખબર કહ્યા હતા, તેથી દોલતરાય જ્યારે ઘેર આવ્યો ત્યારે તેણે કહ્યું કે ભાઇ, મેં તુંને પ્રથમથીજ મહેનત કરવા કહ્યું હતું, પણ તેમ ન કરતાં તું તારી હુશિઆરી ઉપરજ આધાર રાખીને રહ્યો, તેથી આવું પરીણામ થયું નહિ તો થાત નહિ. તારે જાણવું જોઈએ કે મહેનત વિના માત્ર હુશિઆરી કંઇ કામમાં આવતી નથી. જા, હવેથી મહેનત કરજે અને ખોટો અહંકાર કદી પણ રાખતો નહિ. જો આમ કરીશ તો તું આવતી વખતે જરૂર પાસ થઈશ. દોલત જે નાપાસ થવાથી ઠેકાણે આવી ગયો હતો, તે આ સાંભળી બોલ્યો કે વહાલા બાપા, મારી મોટી ભૂલ થઈ છે, જે મેં તમારૂં કહ્યું માન્યું નહિ. જો તે માન્યું હોત તો આજે મારે નાપાસ થવાનો વખત ન આવત. બાપા હવે મને બરોબર ખબર પડી કે જે છોકરાંઓ પોતાનાં માબાપનું કહ્યું ન માનતાં મહેનત કર્યાવિના હુશિઆરી ઉપર આધાર રાખી, ખોટી બડાઇ કરે છે તેઓ મારી પેઠે પોતાના કામમાં પાર પડતાં નથી. પછી દોલતરાય ખોટી બડાઈ કર્યાવિના ખૂબ મહેનત કરવા લાગ્યો, અને પરીક્ષામાં પણ ઉપલે નંબરે પાસ થયો. પાસ થયા પછી હરખાતો તે મણીલાલ પાસે આવ્યો, અને બોલ્યો કે બાપા જુઓ,

મેં તમારૂં કહ્યું માન્યું તો પહેલે નંબરે પાસ થયો. મણીલાલે આ સાંભળી દોલતરાયનો વાંસો થાબડ્યો અને કહ્યું કે બેટા, તુંને પાઠ વાંચવામાં મહેનત કરતો જોઇ હું ખુશી થયો છું અને તું પણ જો આજ પ્રમાણે ઉમંગથી તારાં કામમાં મંડ્યો રહીશ તો જરૂર ફતેહજ પામીશ.

## શીખામણ.

કેટલાક છોકરાઓ જ્યારે પોતાનો નંબર કાંઇક ઉપર રહેવા માંડે છે, ત્યારે તેઓ વર્ગના નીચલા છોકરાઓને પોતાથી હલકા ગણે છે, તેઓ ઉપર હુકમ ચલાવે છે, અને બીજી પણ કેટલીક અસભ્યતા વાપરે છે. માટે તેઓએ તેવી વર્તણુક ન ચલાવતાં તેઓ સાથે હેત પ્રીતથી રહેવું, અને તેઓ ઉપર હુકમ ચલાવીને પોતાની હુશિઆરી દેખાડવા કરતાં, તેઓને કોઇ પાઠ ન આવડતો હોય તે શીખવીને, તથા કંઇ સારી શીખામણ આવીને તેઓને સારે માર્ગે ચડાવવા, જેથી તેઓ હુશિઆર છોકરાઓ ઉપર ખુશી થશે અને તેઓ કહેશે તેમ કરશે. વળી કેટલાક છોકરાઓ કંઇ નજીવી બાબત પરથી પોતાને હુશિઆર ધારે છે, અને તેથી પાઠ કરવામાં જોઇએ તેટલું ધ્યાન આપવાને બદલે, પોતાની હુશિઆરી ઉપર આધાર રાખી બેસી રહે છે, જેથી તેઓ પરીક્ષા વખતે જોઇએ તેટલી અથવાતો બીલકુલે ફતેહ પામતા નથી. તેવા છોકરાઓએ પોતાની ચાલાકીના વખાણ પોતેજ કરવાને બદલે, જો પોતામાં ચાલાકીજ હોય તો તે પોતાના શિક્ષકોને બતાવી આપવી જેથી તેઓની હુશિઆરીનાં વખાણ પોતાની મેળેજ થશે. પણ પોતાને મોહોડેજ પોતાનાં વખાણ કરવા એ તદન મૂર્ખાઇ ભરેલું છે. વળી કેટલાક છોકરાઓ એવા હોય છે, જેઓ પાઠ ચાલતી વખતે ધ્યાન આપીને તે તૈયાર કરતા નથી, પણ જ્યારે

પરીક્ષાનો વખત પાસે આવે છે ત્યારે હદ ઉપરાંત મહેનત કરવા મંડી જાય છે, જેથી તેઓની તંદુરસ્તી બગડે છે, યાદશકિત ઓછી થઇ જાય છે, અને પરીક્ષામાં પણ જોઇએ તેટલા ફતેમંદ થતા નથી. માટે તેઓએ તેમ ન કરતાં પહેલાંથીજ ખૂબ મહેનત કરી પાઠો તૈયાર કરવા જેથી ઉપર કહેલી રીતે હેરાન ન થતાં, પરીક્ષા વખતે સારૂં ફળ મળે.

---

## ચોરી ન કરવા વિશે.

### રાત્રિ કથા ૧૩.

કોઇ એક ગામમાં રામશંકર કરીને કોઇ એક બ્રહ્મણ રહેતો હતો. તેને ભગલો કરીને એક છોકરો હતો. એક દિવસે ભગલાને પોતાના ફળીઆમાંથી એક બે આની જડી, જેને તે બે આની છે એમ ઓળખી શકયો નહિ; કારણકે તેની ઉમર ઘણી નાની હતી, તથા તેના ગામમાં રૂપિઆ, બે આની નહિ, પણ બીજા દેશી રાજાના સીક્કા ચાલતા હતા. પેલી બેઆની ભગલાએ હાથમાં લઈ જોઇ તો તે ચળકતી, અને સુંદર માલમ પડી, જેથી તે ઘણો ખુશી થયો અને તે બેઆની પોતાના હાથમાં લઇ, પાસેના ચકલામાં છોકરાઓ રમતા હતા તે જોવાને ત્યાં ગયો. રમત જોતાં જોતાં પણ પોતાની મુઠી ઉઘાડી પેલી બેઆની જોયા કરે, અને પોતાના મનમાં ખુશી થયા કરે. એમ કરતાં પાસે ઉભેલા એક છોકરાની પેલી બેઆની ઉપર નજર પડી, ત્યારે તેણે ભગલા પાસે આવીને તેને પૂછયું કે અલ્યા આ બેઆની કયાંથી લાવ્યો ? ભગલાએ કહ્યું તે બેઆની છે તેની મને ખબર નથી, પણ મને તે મારા ફળીઆમાંથી જડી છે. આં સાંભળી પેલો છોકરો જેનું નામ જગલો હતું તેણે વિચાર કર્યો કે ભગલાને આ શું છે, અને શું ઉ-

પ્રયોગમાં આવે છે તેની કંઇ ખબર નથી, માટે તેને ફોસલાવી લઉં, એવો વિચાર કરી કહ્યું કે ભગુ એ બેઆની જોતું મને આપતો આપણે તેનાં ઝમરૂખ લઈ ખાઈએ. ભગલાને તો આટલુંજ જોઈતું હતું, તેથી તુરત પેલી બેઆની જગલાના હાથમાં આપી. જગલાએ બેઆની લીધી, અને પછી કેટલાક બીજા છોકરાઓને સાથે લઇ ચૌટામાંથી ઝમરૂખ લીધાં, અને કોઈ ન દેખે તેટલા સારૂ તેઓને લઈ ગામ બહાર એક ,વાડીએ ગયો. વાડીએ ગયા પછી સર્વેએ સાથે લીધેલાં ઝમરૂખ ખાધાં, અને પછી વાડીમાં ફરવા નીકળ્યા. આ વખતે પેરૂની મહોસમ હતી તેથી વાડી માહેલાં ઝમરૂખનાં ઝાડો પાકેલાં ઝમરૂખોથી ભરેલાં હતાં. આ જોઇ બધા છોકરાઓનાં મન તે ખાવા માટે લલચાયા. પુછપરછ કરતાં કોઈપાસેથી એક પાઇ પણ નીકળી નહિ. ત્યારે એક છોકરાએ કહ્યું કે જો ભગલો કાલે પૈસા લાવે તો આજે આપણે ઉધાર ઝમરૂખ લઇએ. આ સાંભળી ખાવાની લાલચે અને તેઓને ખુશી કરવામાટે ભગલાએ કહ્યું કે ભલે, હું કાલે થોડા પૈસા લેતો આવીશ. મારા બાપા તે એક ગોખમાં રાખે છે તેમાંથી લઇ લેતાં મને કંઇ મહેનત પડવાની નથી. તુરતજ એક છોકરો માળીને બોલાવી લાવ્યો, અને પૈસા ઉધાર રાખવાનું કહી, તાજાં ઝમરૂખ ઉતરાવ્યાં અને બધાએ ભેગા મળી ખાધાં. ખાઈ પી અને મોજ મજા કરી બધા ઘર તરફ પાછા ફર્યા. ભગલાનાં માબાપને આની કંઇ ખબર ન હોતી તેથી જ્યારે ભગલો ઘેર આવ્યો ત્યારે તેઓએ તેને રમતમાં રોકાઇ ઘેર મોડો આવવામાટે ખૂબ ઠપકો આપ્યો. ભગલાએ કહ્યું કે કાલથી વહેલો આવીશ. પછી જમીને તે સુઇ ગયો. સવાર પડયું ત્યારે તે પેલા પૈસા લેવાની તક જોવા લાગ્યો. એટલામાં રામશંકર બજારમાં ગયા, તેથી ભગલાએ પોતાની મા જે

રસોડામાં હતી તેનો ડર રાખ્યાવિના ગોખમાંથી એક રૂપિઓ ઉચકી લીધો. રૂપિઓ હાથમાં લઈ તુરતજ તે પોતાના મિત્રોપાસે ગયો અને હવે શું કરવું તેનેમાટે તેઓને પૂછવા લાગ્યો. જગલાએ કહ્યું બીહેછે શા માટે ? ચાલ હું તારીસાથે આવું, અને તારી માને સમજાવું. એમ કહી જગલો તેને ઘેર ગયો અને તેની માને કહ્યું કે ભગલાને અમારીસાથે નિશાળે મોકલો. અહિઆં તે રખડે છે અને ત્યાં તે કંઇ પણ શીખશે. આ સાંભળી ભગલાની મા ખુશી થઇ અને તેને જગલાની સાથે નિશાળે મોકલ્યો. જગલો નિશાળનું નામ દઇ ભગલાને પોતાના બીજા સોબતીઓ ઉભા હતા ત્યાં લઇ ગયો. ત્યાં ગયા પછી ભગલાએ તેઓને રૂપિઓ આપ્યો, જે લઈ બધા ખુશી થયા અને ભગલાને સાબાશી આપવા લાગ્યા. પછી બધા એક બાજુ તરફ ઉભા રહ્યા અને એક જણ ગયો તે પેલો રૂપિઓ વટાવી તેમાંથી પેડા, બરફી અને થોડો હલવો લાવ્યો. ત્યારપછી બધા છોકરાઓ નિશાળે જતા હોય તેવો ડોળ ઘાલી સાથે નીકળ્યા, અને ગામ બહાર ગયા પછી કોઈને શક ન જાય માટે એકેક એકેક થઇ પેલી વાડીએ ગયા. આ વખતે અગ્યારેક વાગ્યાનો સુમાર થયો હતો, તેથી તડકો જોસમાં પડતો હતો. આ ઉપરથી બધા છોકરાઓએ વિચાર કર્યો કે તડકામાં રમવા કરતાં, એક ઠેકાણે બેઠા બેઠા વાર્તા કરીએ, જેથી મજા મળશે અને સાંજ પણ તુરત પડી જશે. આ વિચાર બધાને પસંદ પડ્યો તેથી તેઓ કુંડાળું વળીને બેઠા, અને એક જણ વાર્તા કહેવા લાગ્યો. વાર્તા કરી રહ્યા પછી તેઓ ખાવા બેઠા અને ખાઈ રહ્યા પછી થોડીવાર તે વાડીના કુંડમાં તરી, તેઓ જ્યારે નિશાળેથી છુટી પડવાનો વખત થયો ત્યારે ત્યાંથી નીકળ્યા. એકેક થઇને તેઓ ગામમાં આવ્યા અને નિશા-

જેથી છુટી જે છોકરાઓ ઘેર જતા હતા તેઓના ટોળાંમાં ઘુસી ગયા. આવી રીતે ભગલો પણ પોતાને ઘેર ગયો. રામશંકર પણ ભગલાને નિશાળે જતો જોઇ મનમાં ખુશી થયા. આવી રીતે ભગલાને પોતાના ભાઈબંધો સાથે. નિશાળનું બહાનું દઇ, વાડીએ જવાની મજા પડવા માંડી. પૈસા જોઇએ તો પોતે ઘરમાંથી લાગ ફાવે ત્યારે ઉપાડી જાય. ઘરમાંથી વારંવાર પૈસા જવા લાગ્યા તે જોઇ રામશંકરે તેને માટે ઘરમાં તપાસ કરી, અને કોઇ ચોરી ન શકે તેવે ઠેકાણે રાખવા માંડ્યા. ભગલાને ઘરમાંથી પૈસા મળતા બંધ થયા તેથી તે ઓળખાણ વાળા, અને પાડોસીઓને ત્યાંથી ચોરી લાવવા મંડયો. પેલા તેના મિત્રો પણ તેને ચડાવ્યા કરે તેથી ભગલો જેને ત્યાંથી લાગ ફાવે ત્યાંથી પૈસા ચોરી જાય, અને પછી પેલા છોકરાઓ સાથે વાડીએ ગોઠ કરવા જાય. એમ કરતાં જ્યારે પૈસા મળતા બંધ થયા ત્યારે તે ઘરેણાં વિગેરે ચોરવા લાગ્યો. એક દિવસે ભગલાએ પોતાની નાની બેનની સોનાની સાંકળી હતી તે ચોરી, અને જઇને પેલા છોકરાઓને આપી. છોકરાઓ આ સોનાનો દાગીનો જોઇ જરા બીવાતો ખરા, તોપણ એવો વિચાર કર્યો જે ભગલો ચોરી લાવ્યો છે, કંઇ આપણે તે ચોરી લાવ્યા નથી, ત્યારે આપણને શું હરકત છે? આવા વિચારથી પેલા છોકરાઓએ તે સાંકળી આપી, એક જણને તેના રૂપિઆ કરી લાવવા મોકલ્યો. તેણે તેના રૂપિઆ લીધા અને ઘણા પોતા પાસે રાખી માત્ર થોડા તેઓને આપ્યા. ભગલાને સાંકળીના કેટલા રૂપિઆ આવે તેની કંઇ ખબર ન હોતી તેથી તે કંઇ બોલ્યો નહિ. આજ રૂપિઆ વધારે હતા તેથી ઝાઝી ખાવાની વસ્તુઓ લીધી. વળી સૌ છોકરા પોત પોતાના મિત્રોને પણ આ ગોઠમાં ભાગ લેવાને બોલાવી લાવ્યા. જેથી છોકરાઓની સંખ્યામાં પણ સારો વધારો થયો હતો.

ઓછામાં પૂરો આજે બધાને રજાનો દિવસ હતો, તેથી તેઓ બપોર થતાંજ વાડીએ જવા નીકળી પડ્યા અને કંઇપણ અડચણ વીના ત્યાં પહોંચી ગયા. વાડીએ જઇ બધા જણા આમલીની છાયા તળે બેઠા અને વાર્તાઓ તથા ગામ ગપાટા મારવા લાગ્યા. એમ કરતાં સાંજ પડવા આવી. ખાવા બેસવાનો વખત થયો, પણ ક્યાં બેસવું તેને માટે કોઇને સૂજ પડે નહિ. તે વાડીમાં એક પાણીનો કુંડ હતો, તેની ઉપર પથરાની એક બેઠક હતી, તેની ઉપર બેસવાનું અંતે ઠર્યું કે જેથી પાણી પણ જલદી મળી શકે. બેસવાનું નક્કી ઠર્યું કે બધા ત્યાં જઇ ખાવા બેસવાની તૈયારી કરવા લાગ્યા. થોડી વારમાં સૌ પોતપોતાને ફાવ્યું તેમ પેલી બેઠક ઉપર ગોઠવાઇ ગયા, અને ખાવા લાગ્યા. ખાતાં ખાતાં એક બીજાની મશ્કરી કરતા જાય, અને હસતા જાય. આવી રીતે તેઓ પોતાના કામમાં ચકચુર થઈ ગયા હતા એટલામાં, ભગલાના બાપ રામશંકર, જે આ કુંડમાં થોડે થોડે દિવસે ધોતીઆં ધોવા આવતા હતાં, તે આજે આવી ચડ્યા. કુંડ ઉપર આવતાંજ છોકરાઓની એક ટોળીને જોઇ. વધારે તપાસ કરતાં ભગલો પણ તેઓની અંદર માલૂમ પડ્યો. તુરતજ રામશંકરને ખાત્રી થઈ કે આજ સાંકળી ચોરાઇ છે, તેમાંથીજ આ ગોઠ થતી હશે. આ વખતે કંઇ બોલવું યોગ્ય નથી એમ ધારી તે ધોતીઆં ધોયા વિના ઘેર પાછા ગયાં. ત્યાં જઇ ભગલાની પૂજા કરવા સારૂ લાકડી અને એક નાડું તૈયાર કરી રાખ્યાં. ત્યાં પેલાઓ થોડી વાર પછી ખાઇ રહ્યા, તોપણ દિવસ અસ્ત થયો ન હતો, તેથી તેઓએ એક રમત શોધી કહાડી. પાસે એક કાથાનો નાડો પડ્યો હતો, તે પેલા આમલીનાં ઝાડ સાથે બાંધ્યો, અને બધા વારા ફરતી ત્યાં હીંચકવા લાગ્યા. જે સૌથી ઊંચો હીંચકો ખાય તે હુશિઆર એવું ઠર્યાથી ઘણા જણાએ ઊંચે જવાને મહેનત કરી.

પણ તેમાંથી થોડાજ ફનેહ પામ્યા. એમ કરતાં સૌથી છેલ્લે ભગલાનો વારો આવ્યો. ભગલા ભાઈ તો ફુલાતા ફુલાતા હીંચકા ઉપર ચડ્યા પણ ઉમર નહાની હોવાને લીધે કોઈ દિવસ હીંચકવાના હેવા હતા નહિ, તેથી જેવા જોર કરીને હીંચકવા ગયા તેવાજ ઊંધમૂંધ નીચે આવી પડ્યા. તેને પડતાં જોઇ પોતા ઉપર વાંક આવશે એમ ધારી તેના ઘણા ખરા ભાઈ બંધો મુંઠીઓ વાળીને નાસી ગયા, અને એક બે જણાજ બાકી રહ્યા. તેઓએ ભગલાને ઉઠાડ્યા અને ઘુંટણે તથા માથા ઉપર સખત વાગવાને લીધે લોહી નીસર્યું હતું, તે સમું કર્યું. અને પછી ભગલાને, તેના ઘરની ગલી સુધી મૂકી આવ્યા. ભગલો ઘરમાં આવ્યો ત્યારે રામશંકરે તેને લોહી લુહાણ થયેલો જોઈ પૂછયું જે અલ્યા શો બનાવ બન્યો છે? ભગલો પેલા છોકરાઓ નાસી ગયાથી ગુસ્સે થયો હતો, તેથી તેની ગોઠની અથથી તે ઇતી સુધી વાત કહી બતાવી. આ સાંભળી રામશંકરે કહ્યું કે તુંને આવી ખરાબ ટેવ પડેલી જોઇ હું ઘણો દલગીર થાઊં છું, અને જો તુંને આજે ઇશ્વરેજ . શિક્ષા ન કરી હોત તો, હું તુંને યોગ્ય સજા કર્યા વિના કદી પણ જવા ન દેત. વળી તારા મિત્રો કેવા ગરજાઉ હતા, તથા તેઓનીજ સંગતથી તુંને આ બુરી ટેવ પડી છે, તે વિષે તારી મેળેજ તારા સમજવામાં આવ્યું છે, માટે હું કંઈ વધારે કહેતો નથી, પણ એટલુંજ કહું છું કે જો ફરીથી આવું કામ કર્યું છે તો સખતમાં સખત સજા કર્યા વિના તુંને જવા દઇશ નહિ. આ સાંભળી ભગલો રડતાં રડતાં બોલ્યો કે બાપા, મારા ભાઇબંધોની લુચ્ચાઇ મારા ધ્યાનમાં બરોબર ઉતરી છે, અને હવેથી હું તેઓની સોબત કદી પણ રાખીશ નહિ, તથા મારી આ બુરી ટેવ હું થોડા વખતમાં મૂકી દઇશ. રામશંકર પછી ભગલાના મિત્રોને ઘેર ગયા, અને તેઓના માબાપને

તેઓ ભગલા પાસે ચોરી કરાવી ગોઠ કરવા જતા તે વિષેની બધી હકીકતથી વાકેફ કર્યા, જેથી તેઓએ પોતપોતાના છોકરાઓને યોગ્ય સજા કરી. અને ભગલો, જે પોતાને વાગ્યું હતું ત્યાં પાકવાથી ઘણો વખત સુધી માંદો રહ્યો હતો, તે જ્યારે તેમાંથી સાજો થયો, ત્યારે કદી પણ પોતાના જુના મિત્રોની ટોળીમાં ગયો.નહિ અને ચોરી કરવી પણ સાવ છોડી દીધી.

## શીખામણ.

ચોરી કરવી એ મ્હોટું પાપ છે, માટે કોઇએ ચોરી કરવી નહિ. જે ચોરી કરે છે તેનો કોઇ પણ વિશ્વાસ કરતું નથી, તથા તેની સોબત પણ કરતું નથી. વળી જે ચોરી કરે છે તે લોકોમાં પોતાનો માનમરતબો ગુમાવે છે, અને હલકાં માણસોમાં ગણાય છે, માટે કોઈ.પણ માણસે ચોરી કરવાની ટેવ પાડવી નહિ, અને જો હોય તો કોશેશ કરીને ધીમે ધીમે છોડી દેવી. વળી કેટલાક છોકરાઓ ખરાબ છોકરાઓની સોબત કરે છે, જેથી તેઓ તેઓને કાંતો ઉપર કહ્યા પ્રમાણે ચોરી કરતાં શીખવે છે, અથવા તો તેવી કંઇ બીજી લત લગાડે છે, જેથી તેઓ પોતે અળગા રહે છે અને પેલા સોબત કરનારાઓ લોકોની નજરે ચડે છે, માટે બધા છોકરાઓએ આવા સ્વાર્થી છોકરાઓથી દૂર રહેવું, જેથી આ જગતમાં આબરૂ વધે અને સુખ પમાય.

---

## પ્રમાણીકપણાં વિશે.

### રાત્રી કથા ૧૪ મી.

કોઇ એક ગામમાં લખપતી કરીને શેઠ રહેતા હતા. નામ પ્રમાણે તેની પાસે ધન ઘણું હતું, પણ તે અભણ અને મૂર્ખ હતા, જેથી આબરૂ મેળવવાને મોટો ખરચ કરતા હતા. એવામાં ઓ-

છામાં પુરૂ બે છોકરી એોનાં લગ્ન આવ્યાં, જેમાં પણ ફુલાઈને ઘણી નાતો જમાડી. આ પ્રમાણે ખરચો કરતાં તેનું ધન ખૂટી ગયું. વળી વેપારમાં પણ થોડી ખોટ ગઈ જેથી લખપતી પાસેથી પોતાનો બધો પૈસો જતાં, માથે ઉલટું કરજ થયું. થોડા દિવસો તો ઘરેણું વિગેરે વહેંચી કરજ ચુકાવ્યું પણ ઘરેણું ખૂટયા પછી પાસે કંઇ રહ્યું નહિ. વેપારીઓની ઉઘરાણી ઉપર રાચાપરી આ-વ્યાજ કરે પણ શેઠ પાસે એક ફુટી બદામ પણ હતી નહિ. જે આપી તેઓને શાંત કરે. આથી શેઠ તો ઘણી મુઝવણમાં પડયા. શું કરવું તેની કંઇ ગમ પડે નહિ. વિચારમાં ને વિચારમાં લખપતી ઘેલા જેવો થઇ ગયો. આવી દુ:ખદાયક હાલતમાં એક દિવસે રાત્રે તેણે પોતાના ઓરડામાં જઇ આપઘાત કર્યો. તેની સ્ત્રી તો પહેલાંથીજ ગુજરી ગઇ હતી, તેથી સવારસુધી કોઇને આ બનાવની ખબર પડી નહિ. એમ કરતાં સવાર પડયું. લખપતીનો છોકરો ધનપતી ઉઠયો. તેની સ્ત્રી ઉઠી, અને સૌથી છેલાં તેનાં છોકરાંઓ ઉઠયાં, તોપણ લખપતીને ઉઠેલા ન જોઈને સર્વે ગભરાયાં. અને બાર ખેડવી ધનપતી લખપતીના ઓરડામાં ગયો. ત્યાં જતાંજ પોતાના બાપને ગળા ટુંપો ખાઈ મર્ણ પામેલા જોયા, આથી ધનપતી ગભરાયો અને થરથર ધ્રુજવા લાગ્યો. તેટલામાં તેની સ્ત્રી લક્ષ્મી આવી અને ધનપતીને ધીરજ આપી કહેવા લાગી કે હવે બેસી રહે આરો આવવાનો નથી. તુરતજ તેણે પાસેના સગાંઓ રહેતાં હતાં ત્યાં ખબર કહેવરાવી. સર્વે એકઠાં થયાં અને લખપતીની મર્ણક્રિયા કરાવી. થોડા દિવસ પછી દહાડો પાણી પણ કર્યું, જેમાં થોડું કરજ થયું. એમ કરતાં જે આગલું કરજ હતું તેમાં ઘટાડો થવાને બદલે આટલો વધારો થયો. લખપતીની પેઠે ધનપતી પણ ઉઘરાણીવાળાઓને પૈસા

ક્યાંથી આપવા તેનો વિચાર કરવા લાગ્યો. વેપાર રોજગાર પણ કંઇ મળે નહિ, તેમજ તેને તુરત ચાકરી પણ ક્યાંથી મળે, જેથી તે કરજ ચુકવી આપે. આવી રીતે પૈસા મેળવવાનું સાધન ગોતવામાં થોડા દિવસો કહાડ્યા. એવામાં એક દિવસે ગાલે હાથ દઈ ઊંડા વિચારમાં હતો. તેવામાં તેનાં જે બે છોકરાંઓ હતાં, તે તેની પાસે આવ્યાં, અને કહેવા લાગ્યાં કે જુઓ બાપા, આ પથરો કેવો તેજ મારે છે ? તે અમને રમતાં રમતાં આપણાં ફળીઆમાંથી મળ્યો. અમે તે અમારી પાસે સાચવી રાખશું અને જોઈશે ત્યારે કહાડશું. આ સાંભળી ધનપતીએ તેઓના હાથમાંથી તેઓએ કહેલો પેલો પથરો લીધો, અને ધ્યાન રાખીને જોયો. જોતાંજ તેને વિચાર થયો કે આવો કીંમતી હીરો આ છોકરાંઓએ ક્યાંથી કહાડ્યો હશે ? મારી ડેલીમાં તે કોણે નાંખ્યો હશે ? શું મારૂં કરજ મટાડવાનેજ ઈશ્વરે નાંખ્યો હશે ? તે આવા આવા વિચાર કરતો હતો એટલામાં ફળીઆમાં કંઈ ઘોંઘાટ થયો, અને થોડીવારમાં કોટવાલ થોડા સિપાઇઓને લઇ હાજર થયો. તેણે ધનપતીને જોતાંજ પૂછ્યું કે પેલો હીરો ક્યાં છે ? તે જલદી આપી દે. તું ખાનદાનનો છોકરો થઈ આવો ધંધો કરે છે તે શું સારૂં છે ? તુ મહેલમાંથી રાણીનો હીરો ચોરી લાવી તારી પાસે રાખવા માગે છે. તે શું રહેશે ? કંઇ ફીકર નહિ. જો, તારા હાલ કરૂં છું તે. પણ પેલો હીરો જલદી લાવ. આ બધું ધનપતી તો મુંગે મ્હોડે સાંભળ્યાજ કરતો હતો તે અંતે બોલ્યો કે કોટવાલ સાહેબ લીઓ આ હીરો. હું તે તમે કહો છો ત્યાંથી ચોરી લાવ્યો નથી પણ તેતો મારાં છોકરાંઓને ફળીઆમાંથી રમતાં જડ્યો છે. આ સાંભળી કોટવાલ કહે કે ચોરીમાંથી છૂટી જવાને ઠીક તાલ લગાવે છે પણ હું તુંને સહેજમાં જવા દઉં એ તું સમજતો નહિ, એમ કહી

પેલા સીપાઇઓને ધનપતીને બાંધી લઇ જવાની ઈસારત કરી. તુરતજ તેઓએ ધનપતીને મુસ્કેટાટ બાંધ્યો અને ચોકીમાં લઇ ગયા. ત્યાં જઇ કોટવાલ સાહેબે થોડી ઘણી ખોટી ખોટી તપાસ કરી અને પછી ધનપતીને તુરંગમાં નાંખી દીધો. આ વાતને થોડા દિવસ થયા, ધનપતિને ઘેર તેની સ્ત્રી લક્ષ્મીબાઇ સિવાય કોઈ બીજું મોટું હતું નહિ, જે કમાઈને ધનપતિના આ નાનાં કુટંબનું પોષણ કરે. ધનપતિને બે છોકરાં હતાં જેમાંનો એક છોકરો ને એક છોકરી હતી. છોકરાનું નામ વિદ્યાપતિ, અને છોકરીનું નામ જમનાં હતું, ઘરમાં એક પાઇ સરખી પણ હતી નહિ, જેથી આ નાનાં બાળકોને ખાવાના પણ સાંસા પડતા હતા, પણ તેઓની મા લક્ષ્મી મહેનતુ હતી તેથી દળણું દળીને પણ તેઓનું જેમ તેમ પેટ ભરતી. એક દિવસે આ ભાઇ બેન ઘણાં ભુખ્યાં થયાં હતાં અને ઘરમાં કંઈ ખાવાનું હતું નહિ, જેથી તેઓ લક્ષ્મીબાઇ પાસે ગયાં અને કેહેવા લાગ્યા કે મા, અમારા બાપા હવે ઘેર ક્યારે આવશે. અને અમને પેટ ભરીને ખાવાનું ક્યારે મળશે? આ વખતે લક્ષ્મી જે ભણેલી ને સમજુ હતી તેણે તેઓને પોતાના ખોળામાં બેસાર્યા, અને કહ્યું કે તે થોડા દિવસમાં આવશે. પછી જ્યારે જ્યારે છોકરાંઓ તેને ઉપલો સવાલ પૂછતાં ત્યારે તે તેઓને કહેતી કે થોડા દિવસમાં આવશે. થોડા દિવસમાં આવશે એમ કહેતાં કહેતાં પણ ઘણા દિવસ નિકળી ગયા તોપણ ધનપતિ ઘેર આવ્યો નહિ, તેથી છોકરાંઓએ તેની માને કહ્યું કે બાપા હજીસુધી આવ્યા નહિ, અમે તેના વિના રહી શકવાનાં નથી તેથી આજે રાજા પાસે જઇ તેને જરૂર છોડાવી લાવશું. લક્ષ્મીબાઈએ તેઓને ઘણાં સમજાવ્યાં તોપણ તેઓ માન્યાં નહિ, અને ફાટેલ તુટેલ લુગડાંએ ઘરની બહાર દોડી ગયાં આ વખતે સાંજ પડવા આવી હતી, તેથી રાજાને ફરવા જવાનો

વખત થયો હતો. એટલા માટે વિદ્યાપતી અને જમનાં બંને રાજાના ફરવા જવાના રસ્તા ઉપર ગયાં. અને જ્યારે રાજાની ગાડી દોડતી દોડતી તેઓની પાસે આવી પુગી, ત્યારે જમનાં રસ્તામાં સુઇ ગઈ અને વિદ્યાપતી તેની આડો ઉભો રહ્યો. ગાડી હાંકનારે જમનાંને રસ્તા વચ્ચે સુતેલી જોઈ તેને ઉઠી જવા કહ્યું, પણ તે ઉઠવાને હઠ કરવા લાગી. ગાડી હાંકનારે નાનાં છોકરાં કચરાઈ જશે એમ ધારી ગાડી જરા ઉભી રાખી. ગાડી શાથી ઉભી તે જોવા માટે રાજાએ વાંકા વળી આગળ જોયું તો બે નાનાં છોકરાંને રસ્તામાંથી સુતાં ઉઠવાની તકરાર કરતાં જોયા. પેલો ગાડીવાળો તેઓને ઉઠવા કહે પણ તેઓ ઉઠે નહિ. આ તમાસો જોઈ રાજાએ તે છોકરાંઓને પોતાની પાસે બોલાવ્યાં, અને પૂછયું. કે તમે ગાડીની આડાં શા માટે સૂતાં હતાં? આ સાંભળી વિદ્યાપતી હિંમત રાખી બોલ્યો કે રાજા સાહેબ, અમને કચરી નાંખો અમારે જીવીને હવે શું કરવું છે? અમારા બાપાનેતો કોટવાલે વગર વાંકે કેદ કર્યા છે. માટે કાંતો તેમને છોડો નહી તો અમને બંનેને કચરીને મારી નાંખો. રાજાએ તેઓને આ સાંભળી પૂછયું કે કોટવાલે તમારા બાપને શામાટે કેદ કર્યા છે? આના જવાબમાં વિદ્યાપતીએ પેલા હીરા વીગેની બધી વાત કહી. રાજાએ આ વાત સાંભળી તેઓને કહ્યું કે તમે ઘેર જાઓ હું તમારા બાપાને તપાસ કરીને કાલે છોડીશ. છોકરાંઓ આ સાંભળી ખુશી થતાં થતાં ઘેર દોડી ગયાં, અને બનેલો વૃત્તાંત લક્ષ્મીબાઇને કહ્યો. રાજા તો વિદ્યાપતીની આટલી હિંમત જોઈ ઘણો ખુશી થયો હતો. વળી તેના કરૂણા ઉપજાવે એવાં ભાષણથી પણ તેના મનમાં દયા ઉત્પન્ન થઈ હતી, તેથી તેણે વિચાર કર્યો કે આ વાતમાં કાંઇ ભેદ છે. કંઈ ફીકર નહિ. હું તેની આજે ખોળ કરીશ. આવો વિ-

ચાર કરી તે ફરવામાં વધારે વખત ન ગાળતાં જલદી પાછો ફર્યો. અને જયારે અડધી રાત થઈ ત્યારે પોતે એક ચોરના જેવો પોશાક પહેર્યો અને એક માણસને પણ પહેરાવ્યો. પછી તેઓ બનેજણા ચોરની પેઠે અંધારામાં સંતાતા સંતાતા ધનપતીને ઘેર ગયા. ત્યાં ગયા પછી રાજા નીચે ઉભો રહ્યો અને પેલો માણસ તેના ઘરની ઉપર ચડી ગયો. ત્યાં ચડીને જુએ છે તો એક સ્ત્રીને વિલાપ કરતી જોઇ. તે છાતી ફાટ રડતી હતી, અને કહેતી હતી કે મેં પેલે જન્મ કોણુ જાણે શાં પાપ કર્યાં હશે, કે જેથી મારાં બાળક છોકરાં ભૂખે મરે છે અને તેઓને માટે હું કંઇ પણ કરી શકતી નથી. અરેરે! મારો ધણી પણ વગર વાંકે કેદખાનામાં રીબે છે. તેને કોણ છોડાવે? તેની સંભાળ પણ કોણુ રાખે? અરે જો આ રાજમાં ન્યાયજ થતો હોય તો પછી તેને છોડવવાની અને તેની સંભાળ રાખવાની શું જરૂર પડે? પણ ન્યાય હોય કયાંથીજ! રાજા હોય તેને પોતાની ગરીબ રૈયત મરી જતી હોય તો પણ તેની દરકાર શાને કરવી પડે? અરે! પણ હું ફોગટ રાજાનો વાંક શા માટે કહાડું છું? મારાં નશીબનોજ વાંક છે, મારાં નશીબ ફુટેલાં છે, હું અભાગણી છું, નહિતો મારાં નિરપરાધી કુટુંબપર આટલું દુઃખ પડેજ શાનું! પણ હવેતો હે પરમ કૃપાળુ પરમેશ્વર, તું ન્યાયી કહેવાય છે, માટે મારી ઉપર નહિતો મારાં નાનાં છોકરાં ઉપર દયા કરી, મારા પવિત્ર પતિને કેદખાનાંમાંથી છોડવ. લક્ષ્મીને અરધી રાતે આવો વિલાપ કરતી જોઇ તે માણુસને દયા આવી. તુરતજ તે નીચે ઉતરી આવ્યો, અને રાજાને પોતે જે સાંભળ્યું હતું તે કહ્યું. રાજાને પણ આ સાંભળી ઘણી દયા આવી, અને તે વિચાર કરવા લાગ્યો કે ગમે તેમ હોય, તોપણ મનેતો આ કુટુંબ નિરપરાધી લાગે છે. હવે તપાસ કરતાં જે ખરૂં હશે તે જણાશે. આવો વિચાર કરી,

પારખું જોવાવાસ્તે તેણે પેલા જેવોજ એક હીરો ધનપતીના ફળી- આમાં નાંખ્યો, અને પછી માણસ સાથે પોતાના મહેલ તરફ પાછો ફર્યો. પાછા ફરતાં ધનપતીના ઘરથી થોડે દુર કોઇ માણસોનો ઘોંઘાટ સંભળાયો, અને વિચાર કરતાં જણાયું કે તેઓ ચોર હશે. રાજાએ તુરતજ કડે ખોસેલ પીસ્તોલ ઉપર હાથ રાખ્યો. પેલા માણસે તરવાર તૈયાર કરી રાખી. થોડીવારમાં પેલા ચોરો રાજાની પાસે આવ્યા. તેઓએ રાજાને તથા તેના ચાકરને ચોર ધાર્યા તેથી તેઓ બધા તે બંનેને ભેટયા. ભેટયા પછી તેઓ વાત કરવા લાગ્યા. ત્યારે રાજાએ કહ્યું કે અમે બંને ધનપતીને ઘેર ચોરી કરવા ગયા હતા, પણ કંઇ હાથ લાગ્યું નહિ તેથી નીરાશ થઇ પાછા વળ્યા. પછી રાજાએ તેઓને પૂછયું કે તમે કયાં જાઓછો ? ત્યારે તેઓએ જવાબ દીધો કે તમે તો ધનપતીને ઘેર ચોરી કરવા ગયા હતા, પણ અમે તો રાણીનાં મહેલમાંથી ચોરી કરી, ચોરેલો માલ તેને ઘેર નાંખવા જઇએ છીએ. આ સાંભળી રાજાએ પૂછયું કે તમે આમ કરો છો તેનું કારણ શું? કારણ શું ? તેઓમાંથી એક જણ બોલ્યો કારણ એજ કે અમે ધનપતી પાસે પૈસા માગીએ છીએ, પણ તે તે આપવાને અશકત છે, તેટલામાટે અમે તેને એક બીજું કામ કરવાનું કહ્યું પણ તે તે કરતો નથી. રાજાએ તેઓને વધારે વાત જાણુવામાટે પૂછયું કે શું ધનપતી કેદખાનામાં છે ? તેઓએ જવાબ દીધોકે હા. અમેજ કોટવાલને લાંચ આપીને તેને કેદખાનામાં નંખાવ્યો છે એટલુંજ નહિ પણ તેના બાયડી છોકરાંને પણ સાથેજ નંખાવવાં છે. રાજા આ સાંભળી કહે કે સાબાશ, તમે ઘણા હુશિઆર દેખાઓ છો. ઠીક છે. જાઓ તમારે કામે, નહિતો પછી અસૂર થશે. આટલી વાતચીત કર્યા પછી તેઓ ભેટયા અને પછી જુદા પડ્યા. ભેટતી વખતે રાજાએ તેઓનાં મહોડાં ધ્યાનમાં રાખી

લીધાં. રાજાને જે કામની શોધ કરવી હતી તે થઇ ગઇ. રાજા પોતાનું કામ પાર પાડી મહેલમાં જઇ ખુશી થતો, અને વિચાર કરતો સુઇ ગયો. સવાર પડયું રાજા ઉઠયો, અને પેલા માણસને સિપાઈ આપી રાતવાળા ચોરોને પકડવા મોકલ્યો. એમ કરતાં દશ વાગ્યા ત્યારે રાજા કચેરીમાં આવ્યો. ત્યાં આવ્યા પછી પહેલાંથી બીજાઓનો ન્યાય કર્યો અને સૌથી છેલ્લે પેલા ચોરોને બોલાવ્યા. ધનપતીને પણ કેદખાનામાંથી ત્યાં લાવવામાં આવ્યો હતો, અને કોટવાલ તો પાસે હતોજ. રાજાએ બંને તરફના ખુલાસા સાંભળ્યા અને ત્યાર પછી ચુકાદો આપતાં પેલા ચોરોને કહ્યું કે તમે તમારો જે બચાવ કરો છો તે તદન પાયા વગરનો છે, કારણ કે જો તમારે ધનપતીની પાસેથી તમારા લેણાના પૈસા લેવા હતા તો તમારે કોર્ટમાં ફર્યાદ કરવી હતી, પણ તેમ તમે ન કરતાં રાણીના મહેલમાંથી ચોરી કરી, તથા ચોરેલો માલ ધનપતીને ઘેર નાંખી આવ્યા. માટે તમારી ઉપર બે ગુના સાબેત થાય છે–એક રાણીના મેહેલમાંથી ચોરી કરવાનો, અને બીજો ધનપતિના કુટુંબને દુઃખ દેવાનો,–જેને માટે હું તમને દેશ નીકાલની સજા કરૂં છું. પછી કોટવાલ તરફ જોઈને કહ્યું કે આ કોટવાલને તમારા કામમાં લાંચ લઈને મદદ કરવાના વાંક માટે, ઈનસાફ કર્યા વિના ધનપતીને કેદ કરવા માટે, અને મારૂં લુણ ખાઈ નીમકહરામ થવાના ગુના માટે, હું તેને ફાંસીની શિક્ષા કરૂં છું. રાજાનો આવો ન્યાય જોઇ કચેરીમાં બેઠેલાં બધાં માણસો અચંબો પામ્યાં, અને કોટવાલ માટે દયા ખાવા લાગ્યાં. ધનપતી તુરતજ ઉભો થયો અને બોલ્યો કે મહારાજા સાહેબ, કોટવાલે તથા આ લોકોએ મારૂં ઘણું બુરૂં કર્યું નથી, તેથી હું આપ સાહેબને વિનંતિ કરૂં છું કે આપ આ બધાને માફ કરો. ધનપતીને આ માણસોએ ઘણું દુઃખ દીધું હતું તેનું વેર લેવાને

બદલે. તેને ક્ષમા આપવાને આતુર જોઇ રાજા મનમાં ખુશી થયો, અને પેલાઓને માફી બક્ષી. તેઓ પણ ધનપતીની આવી ક્ષમા જોઈ નીચું જોઇ રહ્યા, અને પોતે કરેલાં કામને માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યા. આ વખતે સાંઝ પડવા આવી હતી, તેથી રોજની પેઠે રાજાને ફરવા જવાનો વખત થયો હતો. તુરતજ ગાડીમાં બેસી રાજા ફરવા નીકળ્યો અને જતી વખતે ધનપતી તથા બીજાઓને દરબારમાંજ બેસી રહેવાનો હુકમ કર્યો. ત્યાં ધનપતીના ઘરમાં તેનાં છોકરાં સવાર પડતાં ઉઠ્યાં, અને હમેશની પેઠે ફળીઆમાં રમવા ગયાં. રમતાં રમતાં રાજાએ નાંખેલો પેલો હીરો તેઓને જડ્યો, જે લઇ તેઓ લક્ષ્મીબાઇ પાસે દોડી ગયાં. અને તેને કહ્યું કે જો મા, અમને પેલા જેવોજ એક હીરો મળ્યો છે. લક્ષ્મીબાઇએ તે જોયો, અને પોતાના મનમાં આશ્ચર્ય પામી. તુરતજ તે હીરો છોકરાંઓએ તેના હાથમાંથી પાછો લઈ લીધો, અને, તેને કહ્યું કે મા, હવે અમે આ હીરો અમારી પાસે રાખવાનાં નથી. અમે આજે સાંજે રાજા પાસે જઇને આ હીરો તેને આપી આવીશું. એમ કહી જ્યારે સાંજ પડવા આવી ત્યારે તેઓ બંને જે રસ્તેથી રાજા ફરવા જતો હતો ત્યાં ગયાં. રાજાએ તેઓને જોઇને તુરતજ ગાડી ઉભી રખાવી. ગાડી ઉભી રખાવેલી જોઇ વિદ્યાપતી તેની પાસે ગયો અને રાજાને કહ્યું કે રાજાજી, આજે અમને પેલા જેવોજ એક બીજો હીરો મળ્યો છે. દરરોજ અમારા ફળીઆમાં હીરા ક્યાથી આવે છે તેની અમને ખબર નથી. જુઓ રાજા સાહેબ, પેલો હીરો તો કોટવાલ સાહેબ કહે છે કે મારા બાપા મહેલમાંથી ચોરી લાવ્યા હતા. પણ સાહેબ, આ હીરો કોણ ચોરી લાવ્યું? માટે રાજાજી અમારૂં કહેવું ખરૂં છે એમ કહી હીરો રાજાના હાથમાં મૂક્યો. રાજા નાનાં છોકરાંનું આવું મધુર ભાષણ સાંભળી

ઘણો ખુશી થયો. પણ તેઓને બાળકપણમાંથીજ આટલાં પ્રમાણીક જોઈ તેની ખુશીનો પાર રહ્યો નહિ. તુરતજ તેણે વિદ્યાપતીને ગાડીમાં ઉંચકી લીધો, અને એક બે ચુમી લઇ છાતી સાથે દાબ્યો. પછી બંને ભાઈ બેનને ગાડીમાં બેસાડી રાજા તેઓને પોતાને મહેલે તેડી ગયો. રાજા ત્યાં ગયા ગયા પછી વિદ્યાપતીને અને જમનાને ફાટેલાં લૂગડાં ઉતરાવી, સારાં પહેરાવ્યાં, અને તેઓ બંનેના હાથમાં પેલા હીરા ગાંહેલો એકેકો હીરો આપ્યો. હીરા પોતાના થયેલા જાણી બંને જણાં ઘણાં ખુશી થયાં. પણ થોડી વારમાંજ તેઓએ રાજાને કહ્યું કે રાજાજી, જોઈએ તો આ હીરા પાછા લ્યો, પણ અમારા બાપાને કેદમાંથી છોડો. અમે તેને મળવાને ઘણાં આતુર છીએ. આ સાંભળી રાજાએ કહ્યું કે કંઇ ફીકર નહિ. એ હીરા તમારી પાસે રહેવા દો, અને તમે મારી સાથે ચાલો. એટલું કહી તે તેઓને એક શોભાયમાન્ દીવાનખાનામાં લઇ ગયો. ત્યાં જતાંજ ભાઈ બેન બંને ધનપતીને જોતાંજ, તેની ડોકે વળગી પડ્યાં. ધનપતીને તેઓને જોઈને ઘણોજ આનંદ થયો, અને તેની આંખમાંથી હર્ષનાં આંસુ પડવા લાગ્યાં. રાજાને પણ આ આનંદ દાયક દેખાવ જોઈ હર્ષનાં આંસુ પડવા લાગ્યાં. આવી રીતે બાપ, અને છોકરાંઓ અરસ પરસ ભેટ્યાં. ત્યાર પછી રાજાએ વિદ્યાપતીને પોતાના ખોળામાં બેસાડ્યો અને ધનપતિને કહ્યું કે આ નાનકડાં છોકરાં એજ તમને કેદખાનામાંથી છોડાવ્યા છે. હું આ બંને ભાઈ બેનનાં પ્રમાણીક પણાંથી ઘણો ખુશી થયો છું. વળી તમે સ્ત્રી પુરૂષે આ છોકરાંઓને સારી કેળવણી આપી તે જોઈને પણ મને ઘણો આનંદ થાય છે. એટલું કહી પેલાં છોકરાંઓને બે હીરા અને ધનપતીને ઘણું ધન આપી રવાને કર્યો. જતી વખતે રાજાનો ઉપકાર માનવા વિદ્યાપતી તેના પગમાં પડ્યો. રાજાએ તેને વાંસો

ઠોકી સાબાશી આપી, અને કહ્યું કે વિદ્યાપતી, આજની પેઠે હમેશાં પ્રમાણીક પણાંથીજ વર્તજે તો ઘણો સુખી થઇશ. વિદ્યાપતીએ તેમ વર્તવા હા કહી અને પછી રાજાની રજા લઈ ધનપતી સાથે ઘેર ગયો. ઘેર ગયા પછી જેબીના બની હતી તેની બધી હકીકત તેઓએ લક્ષ્મીબાઈને કહી. પોતાનાં છોકરાંઓને આવાં બહાદુર જોઈ તે પોતાના મનમાં સંતોષ પામી, અને આનંદનો ઉભરો ચડી આવવાથી પોતાનાં છોકરાંઓને ખોળામાં બેસાડી વારંવાર ચુમીઓ કરી. ધન પણ જેટલું જોઇતું હતું તેટલું મળ્યુ, તેથી ઘરમાં સર્વને આનંદ આનંદ થઇ રહ્યો. ધનપતી પાછો ધનપતી થઇ ગયો. થોડા દિવસોમાં તેણે પોતાની માથે જેટલું કરજ હતું તે કહાડી નાંખ્યું અને પછી આખું કુટુંબ સુખમાં દિવસો ગાળવા લાગ્યું. વિદ્યાપતીને પણ ધનપતીએ વિદ્યા ભણાવી અને સારી કેળવણી આપી, જેથી તે પણ મોટો થતાં ધનવાન્ થઇ સુખ પામ્યો, અને તેના પ્રમાણીકપણાં માટે પંકાવા લાગ્યો.

## શીખામણ.

આ વાતપરથી પહેલી શીખામણ લેવાની એ છે કે કેટલાંક માણસો આબરૂ અને માન મેળવવા માટે ઘણું ધન ખરચે છે, બલકે તેમાં ને તેમાં પોતાની બધી દોલત ઉડાવી દે છે. દોલત ઉડાવી દે છે એટલુંજ નહિ પણ કરજ પણ કરે છે. દોલત ઉડાવી દેવાથી, તથા કરજ કરવાથી માણસો કેટલું દુઃખ પામે છે, તથા કોઇ વખતે કેવું ભયંકર પરિણામ આવે છે, તે આપણે આ વાત પરથી સારી પેઠે જોયું છે માટે સમજુ માબાપોએ માન અને આબરૂના ભૂખ્યા થઈ ખોટો ખરચ કરવો નહિ, તથા સમજુ છોકરાંઓએ તેમ કરતાં શીખવું નહિ. બીજી શીખમણ લેવાની છે તે એ છે બાળકોએ તેમજ મોટાંઓએ સર્વેએ પ્રમાણીકપણેથી

વર્તવું. પ્રમાણીક થવાથી તુરત ફાયદો થતો નથી, માટે કેટલાંક માણસો અપ્રમાણીકપણાથી તુરત થતો ફાયદો લેવાને દોડે છે, પણ તેઓએ સમજવું જોઇએ, કે પ્રમાણીકપણાંથી જે ફાયદો વહેલે અથવા મોડે થશે તે હમેશાંને માટે થશે, અને જે અપ્રમાણીકપણાંથી થશે તે ઘણા થોડા વખતને માટેજ થશે. વળી જો આપણે તેથી થતા ફાયદાઓને કોરે મૂકીશું, તોપણ દરેક માણસની એ ફરજ છે, કે તેણે ઇશ્વરને ખુશી કરવા, અને તે પ્રમાણીકપણેથી વર્ત્યાવિના કદી પણ ખુશી થતો નથી, માટે બંને કારણોને લઇને દરેક માણસે પ્રમાણીક થવાની જરૂર છે. પ્રમાણીક થવાથી જગતમાં કીર્તિ વધે છે, ખરૂં સુખ મળે છે, તથા પરમેશ્વર પણ ખુશી થાય છે, માટે દરેક માણસે પ્રમાણીક પણે વર્તવા કોશેશ કરવી.

---

## લોભીયાપણા વિષે,

### રાત્રી કથા ૨૫ મી.

એક વખતે સાંજ પડી ગઇ હતી, ખીમચંદ શાહ જે શ્રાવક ધર્મ પાળતા હતા તે સૂર્ય આથમ્યા પહેલાં જમી રહ્યા હતા, અને હમણાં દુકાનમાં બેઠા બેઠા નીરાંતે હોકો ગડગડાવતા હતા. આ વખતે કોઈ એક માણુસ હાથમાં નાનો ચળકતો હીરો લઈને આવ્યું અને શેઠને પુછ્યું કે શેઠજી, તમારી મહેનતના જેટલા પૈસા થાય તે લઈ, આ હીરો વહેંચી આપશો ? આ સાંભળી ખીમચંદશાહ પોતાનું ડહાપણ પેલા માણુસને બતાવવાને બોલ્યા કે ભાઈ તમે મહેનતના પૈસા કહો છો તેને અમે હકસાઈ કહીએ છીએ, માટે તે હકસાઇ લઈ તમારો હીરો વહેંચી આપીશું. પણ તે કેટલી કીંમતે વહેચવાની તમારી મરજી છે ? ત્યારે પેલા માણુસે જવાબ દીધો કે એક હજાર રૂપિઆ સુધી વહેંચવો. ખીમચંદશાહે કહ્યું ઠીક છે. તમે હીરો અ-

હિયાં મૂકી જાઓ. કોઈ ઘરાક આવશે ત્યારે વહેચી નાંખીશ. આટલી વાતચીત કરી પેલા માણસે કહ્યું કે શેઠજી હું રજા લઈશ. શેઠે કહ્યું ખુશીથી જાઓ; પણ જરા તમારૂં નામતો કહો? તેણે કહ્યું કે મારૂંનામ ચોરભાઇ છે. આ સાંભળી શેઠે કહ્યું કે ભલે,ચોરભાઇ આવજો હો. ચોરભાઇના ગયા પછી ખીમચંદશાહને વિચાર થયો કે આ ચોરભાઇ તો ચોરના ભાઇજ લાગે છે, કારણ કે આવા નાહાના હીરાની કીંમત તેને રૂપિયા એક હજાર જોઇએ છીએ. તે તેને આપશે કોણ? ભલે તેને કોઇ આપેકે નઆપે તેમાં આપણે શું ? આપણને તો વહેચાશે તો રૂપિઆ સો હકસાઈના મળશે. આપણને સારા નરતા હીરા સાથે શું કામ છે, આપણને તો માત્ર હકસાઇ સાથે કામ છે. આવો વિચાર કરી બીજા લોકોને દેખાય તેવી રીતે પેલો હીરો એક કાચની પેટીમાં મૂક્યો. આ વાતને થોડા દિવસો થયા ત્યારે એક માણસ શેઠની દુકાને આવ્યો અને તેને પુછયું કે શેઠ, આ હીરાની કીંમત શી થાય છે. ખીમચંદશાહે જવાબ દીધો કે ભાઇ, તેની કીંમત એક હજાર રૂપિઆ થાય છે. આવડી મોટી કીંમત સાંભળી પેલો માણસ જાણે પોતે હીરાની પરીક્ષા કરી જાણતો હોય એવો ડોલ ઘાલી તે હીરો તપાસવા લાગ્યો. થોડી વાર તપાસી અને કહ્યું કે શેઠ, આમાં હજારની તો કીંમત નથી પણ તમે કહો તો પાંચસે રૂપિઆ આપું. ખીમચંદ શેઠ તો વિચારમાં પડ્યા કે હું આની કીમત સો રૂપિઆ પણ ધારતો ન હોતો, પણ આ માણસ તો હીરાનો પારખુ હોય એવો લાગે છે, અને વળી પાંચશે રૂપિઆ આપવા કહે છે, માટે આ હીરામાં કાંઈ કીંમત છે ખરી, નહિતો આટલી કીંમતે મંગાય નહિ. આ વિચાર કરી રહ્યા પછી શેઠે પેલા માણસને જવાબ આપ્યો કે ભાઈ, એ હીરો હજાર રૂપિઆ વિના મારાથી વહેંચાય તેમ નથી. આ સાંભળી પેલો

માણુસ શેઠની રૂખસદ લઇ ચાલતો થયો. પાછા આ વાતને થોડા દિવસો થયા ત્યારે એક બીજો માણુસ આવ્યો અને પેલો હીરો બારીકીથી તપાસીને શેઠને પૂછ્યું કે આની શી કીંમત થાય છે? ખીમચંદ શાહે જવાબ દીધો, કે એક હજાર રૂપિઆ. ત્યારે પેલા માણુસે કહ્યું કે હજાર તો નહિ પણુ તમારી મરજી હોય તો રૂપિઆ આઠસેં સુધી સાટું કરીએ. શેઠે કહ્યું કે નહિ, હજાર રૂપિઆ વિના સાટું બની શકે તેમ નથી. આ સાંભળી પેલો માણુસ ચાલતો થયો, તે માણુસ ગયા પછી શેઠને વિચાર થયો કે નહિ, આની કીંમત હજાર રૂપિઆ હશે ખરી, કારણુ કે તે આઠસો રૂપિઆ સુધી તો મગાઈ ગયો, થોડા દિવસ પછી હજારે પણુ મગાશે. આવો વિચાર કરી શેઠ ખુશી થયા કે હવે જલદી આપણુને હકસાઇના રૂપિઆ સોનો તડાકો પડશે. એમ કરતાં એક દિવસે પેલો ચોરભાઈ શેઠની દુકાને આવ્યો અને થોડીવાર બેસી કહેવા લાગ્યો કે શેઠ, હીરાની કીંમત કહેવામાં મેં ભૂલ કરી છે. તે હીરો હજારે નહિ, પણુ ડોઢ હજારે વહેંચજો, આના જવાબમાં ખીમચંદશાહે જણાવ્યું, કે આ હીરાના આઠસો રૂપિઆથી વધારે આપવાનું કોઇ કહેતું નથી. ત્યારે તે ડોઢ હજારે કેમ વહેંચાશે? ત્યારે ચોરભાઇએ કહ્યું કે જો તે ડોઢ હજારે વહેંચાય તોજ વહેંચજો નહિ તો વહેંચશો નહિ. આ સાંભળીને શેઠે કહ્યું કે ભલે તમે કહેશો તેમ કરીશ, ચોરભાઇ તમે કંઈ ફીકર કરશો નહી. ચોરભાઈ કહે કે હું કહું તેટલી કીંમતેજ વહેંચજો. એમ કરતાં જો ન વહેંચાય તો કંઈ ફીકર નહિ. એટલું કહી ચોરભાઇ ચાલ્યા ગયા. વળી થોડા દિવસ પછી એક માણુસ આવ્યો અને ડોઢ હજાર રૂપિઆ કીંમત સાંભળીને બોલ્યો કે બારસો આપું. તમારી મરજી હોય તો મને તે હીરો આપો. આ સાંભળી શેઠે તેને નાપાડી, અને મનમાં વિચાર કર્યો કે વહેલે મોડે આની

કીંમત ડોઢ હજાર પણ આવશે ખરી. આ ઉપરથી વાણીઆ ભાઇનું મન લલચાયું અને પોતેજ તે હીરો ખરીદવાની યુક્તિ કરી. થોડા દિવસ પછી જ્યારે પેલા ચોરભાઇ ખીમચંદ શેઠની દુકાને આવ્યા, ત્યારે શેઠે તેને કહ્યું કે ચોરભાઇ, તમારા હીરાની કીંમત રૂપિઆ હજાર આવે છે. કોઈ હજારથી ઉપર આપવાનું કહેતું નથી. માટે તમે કહો તેમ કરીએ. ત્યારે ચોરભાઇએ કહ્યું કે એક હજારે વહેંચવાથી મને પાંચસો રૂપિઆની ખોટ જશે, એ ખોટ મારા ગરીબ માણસથી કેમ ખમાય? શેઠે ચોરભાઇને આવી નરમાસથી વાત કરતાં જોઇ વિચાર્યું કે આને જેમ સમજાવશું તેમ એ સમજશે; એમાં કંઇ ઝાઝી હુશિઆરી નથી. આવો વિચાર કરી શાહે તેને દમ ભરાવવા કહ્યું કે જુઓ ચોરભાઈ, તમને હમણાં હજાર રૂપિઆ મળે છે. પણ થોડા દિવસ પછી પાંચસોપણ મળવા મુશ્કેલ થશે, કારણ કે જે માણસને હું આ હીરો હજાર રૂપિએ આપું છું એ માણસ મારો ઓળખીતો છે તેવિના બીજો કોઈ માણસ તે લીએ તેમ નથી, આ સાંભળી વધારે રાંક મ્હોડું કરી ચોરભાઈએ શેઠને કહ્યું કે શેઠ, તમે મારૂં આ કામ કરી આપ્યું છે તેથી તમારો મારી ઉપર મોટો ઉપકાર થયો છે, પણ ભાઈ સાહેબ પાંચસો રૂપિઆ જાય તેતો મારાથી ખમાય તેમ નથી. ત્યારે ખીમચંદશાહે કહ્યું કે ચોરભાઇ તમે સમજુ થઇને વળી બોલ્યા કે! મારૂં કહ્યું માનો નહિતો હજારમાંથી પણ રહેશો. અંતે રગ ઝગ કરતાં ચોરભાઇએ, પોતે ઘણો દલગીર થતો હોય એવો ડોળ ઘાલી કહ્યું કે ભલે શેઠ, તમારી મરજીમાં આવે તેમ કરો. તમે મારા મુરબ્બી છો. તેથી હું તમારી સામે વધુ બોલી શકતો નથી. આ સાંભળી શેઠે તુરતજ મહેતાને બોલાવી ચોરભાઈને રૂપિઆ હજાર ગણાવી આપ્યા, જે લઇ ચોરભાઇ રસ્તે પડ્યા. તેના ગયા પછી શેઠતો

ખુશી થતા વિચાર કરવા લાગ્યા કે ઠીક થયું, આપણા હકસાઈના સો રૂપિઆ ગયા તો સાટે બીજા પાંચશે મળશે. અમે વાણીઆ કહેવાઇએ તેથી અમારી યુક્તિને કોઈ પુગે નહિ. જુઓ આ ચોરભાઈનેપણ મુંડી લીધા. માટે એમ છે જે જેનાં કામ તે જેથી થાય. આવા પોતાની હુશિઆરીના વિચાર કરતા કરતા ખીમચંદશાહ ડોઢ હજાર રૂપિઆવાળા ઘરાકની રાહ જોવા લાગ્યા. તેટલી વારમાં પેલા ચોરભાઈએ તો રૂપિઆ લઇ પોતાના ગામ ભણી પોબારા ગણ્યા. જતાં જતાં તેને પોતાની હુશિઆરીના વિચાર થાય કે હું પણ ખરો કે વાણીઆ ભાઇને છેતરી આવ્યો. હમણાં શેઠ તો એમ વિચાર કરતા હશે કે તેણે મને છેતર્યો છે, પણ જ્યારે ખરી ખબર પડશે ત્યારે તે મને સંભારશે. આમ વિચાર કરતાં તેનું ગામ આવી પહોંચ્યું ત્યાં તેના પેલા મિત્રોકે જેઓ શેઠની દુકાને જઇ હીરાની જુદી જુદી કીંમતે માગણીઓ કરી આવ્યા હતા, તેઓ ચોરભાઇની રાહ જોતા ઉભા હતા. થોડી વારમાં ચોરભાઇ ગામમાં આવ્યા અને પોતાના મિત્રોને મળ્યા. પછી બનેલી હકીકત વીષે વાતચીત કરી તેઓએ પેલા રૂપિઆ ભાગે પડતા વહેંચી લીધા. ત્યાં પેલા શેઠ તો ઘરાકની વાટ જોતા ઘણા દીવસ સુધી બેસી રહ્યા, પણ કોઇ આવ્યું નહિ. પેલો બારસો રૂપિઆ આપવા વાળો પણ આવ્યો નહિ. કોણ હોય જે આવે? વાટ જોતાં બીજા પણ કેટલાક દિવસ વીત્યા તોપણ કોઇ આવ્યું નહિ ત્યારે શેઠે તે હીરો બીજાઓને બતાવ્યો, જેઓએ તેની કીંમત એકસો રૂપિઆ કરી. આ સાંભળી ખીમચંદશેઠને તો મૂર્છા આવી ગઇ. એકપાઇ જાય તો પણ તે મરવા પડે ત્યારે આતો નવસો રૂપિઆ હતા. શેઠે પેલા ઠગોને ગોતવાને ઘણી કોશેશ કરી પણ પેલા કાકાઓ ક્યાં કાચા હતા જે હાથમાં આવે! કોઇ પકડાયું નહિ અને શેઠ હાથ ઘસતા બેસી રહ્યા.

## શીખામણ.

માણુસોમાં કેટલાક દુર્ગુણો કુદરતીજ હોય છે; અતિલોભ એ પણ તે માંહેલો એક દુર્ગુણ છે. લોભીઓ માણસ જન્મથીતે મર્ણ સુધી મહેનત કરી ધન એકઠુ કરે છે, પણ તેમાંથી એકપાઈ પણ પોતે વાપરતો નથી. અંતે તેના મર્ણ પછી તેનું ધન કોઇના હાથમાં જાય છે. પોતાનું મેળવેલ ધન પોતે ન વાપરતાં બીજાના હાથમાં જવાદે તેના જેવી બીજી મૂર્ખાઇ કઇ ? આ ઉપરથી અમારૂં કહેવું કંઈ એમ નથી કે પોતાપાસે જેટલું ધન હોય તેટલું વગર વિચારે ઉડાડી નાંખવું, પણ એમ છે કે કોઈએ ઘણો લોભ કરવો નહિ. લોભે લક્ષણ જાય એ કહેવત પ્રમાણે લોભી માણસના સારા ગુણો નાશ પામે છે, અને ખરાબ આવે છે માટે કોઇએ પણ હદ ઉપરાંત લોભ કરતાં શીખવું નહી. લોભ કરવાની ટેવ જો પડી ગઈ તો પછી મટતી નથી. માટે પહેલાંથીજ કોઈએ તેવી હલકી ટેવ પડવા દેવી નહિ.

---

## દુઃખમાં ભાઇબેનનાં ધૈર્ય વિષે,

### રાત્રિ કથા ૧૬ મી.

મણીપુર કરીને કોઈ એક ગામ હતું. તેમાં હરીદાસ કરીને એક શેઠ રહેતા હતા. તેને એક છોકરી અને એક છોકરો હતાં. છોકરીનું નામ મોતી અને છોકરાનું નામ માધવ હતું. માધવ અને મોતીને માનું લહેણું હતું નહિ, કારણ કે તેઓની મા રાધા તેઓને બાળકપણમાંજ મૂકીને ગુજરી ગઇ હતી. આ વખતે માધવની ઉમર દશેક વર્ષની હતી અને મોતીની ઉમર પંદરેક વર્ષની હતી. મોતીની ઉમર જોકે નાની હતી, તોપણ ઘરનો સઘળો કારભાર તે ઘણી હુશિઆરીથી ચલાવતી હતી. કોઇ કોઇ વખતે માધવને

મા સાંભરી આવતી ત્યારે મોતી તેને ખોળામાં બેસાડતી, ચુંમી લેતી, અને કહેતી કે ભાઇ, હુંજ તારી મા છું. તારે જે કંઇ કામ હોય તે મને કહે હું તે કરી આપીશ. ભાઇ, આપણી મા આપણને મૂકીને ગઇ છે, તે આપણાં મ્હોડાં નિર્ખવાને કદી પણ પાછી આવનાર નથી; માટે તું જે કહીશ તે હું તુંને કરી આપીશ. તારે વાસ્તે હું જલેબી કરી રાખવાની છું. તે તુંને ગમશે ? ભોળો માધવ આ સાંભળી ખુશી થતો, અને બેનનેજ પોતાની માતા તરીકે માનતો. આવી રીતે ભાઇને સાચવવાનું અને ઘરનું કામ મોતીને એકલે હાથેજ કરવું પડતું હતું; પણ તે આળસુ નહોતી તેથી બધું કામ કરી શકતી. સવારમાં વહેલી ઉઠી ઘરનું પરચુટણ કામ કરતી, અને પછી પોતે રસોઇ કરવા બેસતી અને માધવને પાસે બેસાડી નિશાળના પાઠ વંચાવતી. પછી જ્યારે માધવ જમીને નિશાળે જાય ત્યારે પોતે કંઇ ભરવા, શીવવાનું કામ કરતી, અથવા જો કામ ન હોય, તો કોઇ સારી નીતિ વાળી ચોપડી વાંચતી. એમ કરતાં એક દિવસે તે બેઠી બેઠી કંઇ વાંચતી હતી, તેટલામાં તેની બેનપણી જમનાં આવી. જમનાંને આવતી જોઈ મોતી તેની સામે ગઇ, અને માન આપી બેસાડી. બેઠા પછી જમનાએ મોતીને પૂછ્યું કે કેમ બેન, બધાં ખુશી તો ખરાં? મોતીએ જવાબ આપ્યો કે હા બેન, હું અને બાપા ખુશીમાં છીએ, પણ માધવને આજ જરા તાવ આવી ગયો છે. તેને મેં નિશાળે જવાની ઘણી નાપાડી તોપણ તે ગયો છે. બેન, મને તેની ઘણી ચિંતા થાય છે. જમના કહે કે તેમાં ચીંતા શાની કરે છે? હું મારે ઘેર જઈ મારા ભાઈને નિશાળે મોકલી માધવની ખબર કઢાવીશ. જો માધવને સારૂં નહિ હોય તો મારો ભાઈ તેને નિશાળેથી અહિંઆં તેડી લાવશે. મોતીએ આને માટે જમ-

નાનો ઉપકાર માન્યો અને તેને પૂછયું કે બેન, તું તો કંઈ નવા જુના કહે. જમના બોલી કે બેન, નવા જુના તો કંઇ તેવા નથી, પણ મારા ઘરમાં વાત થતી હતી કે પેલો મોહનલાલ પરણવાનીજ ના કહે છે. બેન, મને તો વિચાર થાય છે કે તે આપણાં આખા શહેરમાં વિદ્યા, અને સદ્દગુણ માટે વખણાય છે. ત્યારે આવો સમજુ થઈ તે શા માટે ના પાડતો હશે. મોતી જમનાનું કહેવું સમજી પણ વાત ઉડાડી નાખવા બોલી કે, હશે આપણને કોઇની શી ખબર પડે? પણ બેન જોની જરા દાદર ઉપર શાનો અવાજ થાય છે? મોતી આટલું બોલી તેટલામાં તો માધવ ઉપર ચડી આવ્યો, અને બેનને ગળે બાઝી પડી પોકે પોક રડવા લાગ્યો. મોતીએ ભાઇને છાનો રાખ્યો, અને પૂછયું કે તુંને શું થયું છે? માધવ બોલ્યો કે જો સાંભળ, હું જ્યારે નિશાળે ગયો ત્યારે મને થોડો તાવ હતો, પણ ત્યાં ગયા પછી ઘણોજ વધી પડ્યો. થોડીવાર પછી તો બેસવું પણ કઠણ થઇ પડયું, તેથી હું મહેતાજીની રજા લઇ ઘેર આવવા નિકળ્યો. ત્યાંથી નીકળ્યા પછી રસ્તામાં મને ફેર અને ચકરી આવવા લાગ્યાં; તોપણ હિંમત રાખી હું ચાલ્યા કર્યો, પણ થોડું ચાલ્યો નહિ તેટલામાં મને ખૂબ ચકરી આવી, જેથી તંમર ખાઇ હું નીચે પડ્યો. બેન, ત્યાર પછી શું થયું તેની મને ખબર નથી, પણ જ્યારે મને સારૂં થયું ત્યારે મને ખબર પડી કે હું કોઇ બીજાના ઘરમાં સૂતો હતો. મારી આસપાસ ઘણાં માણસો એકઠાં થયાં હતાં અને સારૂં થવાની રાહ જોતાં હતાં. પણ તેઓમાં એક છોકરો હતો તે મને ઓસડ પાતો હતો, મને પંખો નાંખતો હતો, અને મને સારૂં કરવાને ઘણી ઘણી કોશેશ કરતો હતો. તેને બધાં માણસો મોહનલાલ કહીને બોલાવતાં હતાં બેન, શું તેનો સ્વભાવ! તે દરેક માણસ સાથે

એવી તો નમ્રતાથી વાત કરતો હતો, તેમાં પણ મારી તરફ તો એવાં માયાળુપણાંથી વર્તતો હતો કે કંઇ કહેવાની વાત નહિ. મને સારૂં થયું ત્યારે મેં તેને કહ્યું કે મને મારે ઘેર મોકલાવો, ત્યારે તેણે મને અહિં માણસ સાથે મોકલ્યો. બેન, જ્યારે હું ત્યાંથી નીકળ્યો ત્યારે મોહનલાલ મનમાં ઘણો દિલગીર થતો હોય એવો જણાયો. તેનું કારણ શું હશે? મોતી કહે કે ભાઇ, તેનાં કારણની આપણને પારકાં માણસને કેમ ખબર પડે? માધવ કહે કે હા બેન, તે ખરૂં પણ મને તો તે વારંવાર યાદ આવ્યા કરે છે. બેન, એણે મારી જે બરદાસ્ત કરી છે તે હું કદી પણ ભૂલનાર નથી. આ સાંભળી મોતી બોલી કે હા ભાઇ, આ વખતે તેણે આપણી ઉપર મોટો ઉપકાર કર્યો છે. પરમેશ્વર આપણને વખત આપશે તો, તેનો બદલો બરોબર વાળી આપશું. ભાઈ બેન વચ્ચે આટલી વાતચીત થઇ તેટલામાં જમના મોતીની રજા લઇ પોતાને ઘેર ગઈ. રસ્તામાં જતાં જમનાંએ વિચાર કર્યો કે મોતી હજી અણસમજુ છે. મેં તેની આગળ વાત કહાડી તોપણ તે સમજી નહિ. કંઈ ફિકર નહિ. આજ નહિ તો થોડા દિવસ પછી સમજશે. આવા વિચાર કરતી તે પોતાને ઘેર ગઇ. તેના ગયા પછી મોતી મનમાં જરા હસી, અને કહેવા લાગી કે બીચારી જમનાં મારૂં મન પારખી શકી નહિ. તેણે તો મને ભોઠ જાણી હશે. કંઈ ફીકર નહિ. સારૂં થયું કારણ કે જે વસ્તુથી આપણે ઘણે દૂર હોઇએ, જેની સાથે આપણને સંબંધ ન થયો હોય, અથવા થવાની આશા ન હોય તે વિષે વાત કરવાથી શું ફળ? કંઇજ નહિ. આવા વિચાર કરતી તે માધવને સખત તાવ ચડી આવ્યો હતો તેની પાસે બેઠી અને સારવાર કરવા લાગી. એમ કરતાં જ્યારે સાંજ પડી ત્યારે હરીદાસ શેઠ પેઢીએથી ઘેર આવ્યા, અને માધવને કેમ હતું તે પૂછવા લાગ્યા. ત્યારે મો-

તીએ કહ્યું કે બાપ, મોહનલાલે આપણી ઉપર મહોટો ઉપકાર કર્યો છે, એમ કહી માધવને વિષે બનેલો વૃત્તાન્ત તેને કહ્યો. મોતી જ્યારે બધી વાત કહી રહી ત્યારે માધવ બોલી ઉઠયો, કે બાપા મોહનલાલ બહુ સારા છે મને તેનો સ્વભાવ બહુજ પસંદ પડે છે. તેણે તેને ઘેર મારી એટલી તો ગાવજત કરી કે હું તો ખુશી થઈ ગયો, અને જાણે તેને ઘેરજ રહું એવું મન થયું. પણ બાપા, પારકે ઘેર કંઈ રહેવાય? હજી સગા હોય તો બની શકે. આ સાંભળી હરીદાસ જરા હસ્યા અને બોલ્યા કે ભાઈ, હવે તું એને ઘેર જાજે. આપણે તેને થોડા વખતમાં આપણા સગા કરી લેશું. આ સાંભળી મોતી શરમથી નીચું જોઇ રહી. હરીદાસે વાત આગળ ચલાવી કે જો માધવ, આજે હું બજારમાં ગયો હતો ત્યાં મોહનલાલના બાપ હીરાલાલ મને મળ્યા. વાત ઉપરથી મોહનલાલની વાત નીકળી. મોહનલાલના ગુણો અને વિદ્યાની તો મને પહેલાંથી ખબર હતી તેથી અમે એનનાં અને તેનાં લગ્નનો ઠેરાવ કર્યો. આ સાંભળી માધવ બોલ્યો કે બપા, હું તો બહુ ખુશી થયો છું. હું સાજો થાઉંશ કે તુરતજ તેની પાસ જાઇશ. આ બધું મોતી એક ચિત્તે સાંભળતી હતી અને મનમાં આનંદ પામતી હતી. આ આનંદ અને તેની સાંથે થતા ભવિષ્યમાં સુખી થવાના વિચારોથી મોતી થોડીવાર પોતાનું ભાન ભૂલી ગઇ, અને જોકે તેણે મોહનલાલને કોઇ દીવસ જોયો ન હોતો તોપણ આ વખતે તે જાણે કે તેની સામે ઉભો હોય–હસતો હોય- અને કંઈ કહેવા જતો હોય તેવો દેખાયો. આવી બેભાન હાલતમાં તે થોડીવાર રહી એટલામાં તે બાપા જાણશે એવી બીકથી એકદમ ચોંકી અને જાણે ભાન આવ્યું તેમ બોલી કે બાપા, જમવાનો વખત થયો છે. તુરતજ બધાં જમ્યાં. રાત પડી ત્યારે સુઇ ગયાં. હમેશાની

પેઠે મોતી ભાઇને સોડમાં લઈ સૂતી. એમ કરતાં સવાર પડયું. હમેશની પેઠે મોતી સૌથી વહેલી ઉઠી કામે વળગી. કામ કરવામાં હમેશ કરતાં જરા વધારે ઉલટ માલમ પડતી હતી. હરીદાસ શેઠ આ બધું છુપી રીતે જોતા હતા, અને મનમાં આનંદ પામતા હતા. આવી રીતે આનંદમાં ને આનંદમાં થોડા દિવસો વીત્યા. એક દિવસે સવારમાં હરીદાસ શેઠ દાતણ કરવા ઓટલા ઉપર બેઠા હતા. પાસે રૂપાના કળશીઆમાં મ્હોડું ધોવાને ચોખ્ખું પાણી ભરી મૂકયું હતું. એ ત્રણ પાડોસીઓ પણ પોતપોતાના ઓટલા ઉપર તેવીજ રીતે બેઠા હતા. શેઠ તેઓની સાથે વેપાર, ગામ, અને પરગામના વિવિધ ગપાટા હાંકતા હતા. એટલામાં તેની પેઢીનો નોકર સોમચંદ એક શ્વાસે દોડતો આવ્યો. તેને જોઇ હરીદાસ શેઠે વિચાર કર્યો કે કંઈ નવા જુના થયાછે માટે વધારે હોકારો ન કરવો, એવો વિચાર કરી તુરતજ તે ઓટલા પરથી ઉઠી ઘરમાં ગયા, અને સોમચંદને પોતાની પાછળ આવવાની ઇસારત કરી. બંને એક એકાંત ઓરડામાં બેઠા. સેતાને ગભરાતો જોઈ શેઠે હિંમત આપી કહ્યું કે બીહે છે શા માટે? જે હોય તે જલદી કહી દે. આથી થોડી હિંમત લાવી સોમચંદ બોલ્યો કે આજે ભોગીલાલ શેઠનું વહાણ આવ્યું તેના મુખી ખલાસીએ કહ્યું કે આપણાં બંને વહાણો તોફાનમાં સપડાઈ ગયાં હતાં. બંને વહાણોનો માલ દરિઆમાં નાંખી દીધો, તોપણ વહાણોને બચવાની આશા રહી નહિ. થોડી વારમાં મોજાંના જોસ્સાથી વહાણોનાં સુખાણો તુટી ગયાં, જેથી બંને વહાણો આમથી તેમ ડોલા ખાવા લાગ્યાં. અંતે બેમાનું એક વહાણ પર્વત જેવડા મોજા ઉપર ચડયું અને મોજે આગળ જતાં તે પાછું એકદમ નીચે પડયું, જેથી તેમાં ઘણું પાણી ભરાયું. ખલાસીઓ જેમ

આવે તેમ તે કહાડી નાંખવા મંડયા, પણ થોડીવાર પછી તે, પાછું એક તેવાજ મ્હોટા મોજા ઉપર ચડયું અને આગળની પેઠે નીચે પડયું જેથી તેમાં પાણીનો જથો એકદમ વધી પડયો. ખલાસીઓ પણ કંઇ કાચા નહોતા. તેઓએ ઘણી બહાદુરી કરી પાણીકહાડી નાંખવા મહેનત કરી, પણ પાણીના જોસ આગળ તેઓનું કંઇ ચાલ્યું નહિ,આમ કરતાં ઘણો વખત નીકળી ગયો. જેમ જેમ વખત જતો ગયાં તેમ તેમ વહાણમાં પાણી વધતું ગયું. અંતે બીચારા ખલાસીઓની અથાગ મહેનત ફોગટમાં ગઇ, અને વહાણ ઘણું પાણી ભરાઈ જવાથી નીચે બેસવા લાગ્યું, આ જોઈ ખલાસીઓએ તેના બચાવની આશા છોડી, અને તેઓ બીજાં વહાણ ઉપર જવા પ્રયત્ન કરવા લાગ્યા. પવન અને મોજાઓનું જોર ઘણું હતું તેથી તેઓમાંના ઘણા ખરા પાણીમાં ગુંગળાઇ મર્ણ પામ્યા, અને બાકીના મહા મુશીબતે બીજાં વહાણ ઉપર આવ્યા. કમનશીબ આ વહાણ પણ તોફાનમાં હતું તેથી તેઓ અહિંપણ શાંત ન બેસતાં, બીજાઓની સાથે વહાણનો બચાવ કરવાની મહાહિંમતથી કોશેશ કરવા લાગ્યા. પણ તોફાની સમુદ્ર આગળ તેઓનું કંઇ વળ્યું નહિ. અકસ્માત વહાણને તળીએ ગાબડું પડયું, અને જોસબંધ પાણી ભરાવા લાગ્યું, એમ કરતાં અંતે તે વહાણ પણ તળીએ બેઠું. ભોગીલાલ શેઠના વહાણના ખારવાઓ તેઓને મદદ કરત, પણ તેઓનું વહાણ પવનથી ઘણે દૂર ઘસડાઇ ગયું હતું, જેથી વધારે મદદ ન અપાઈ, તોપણ બે ખારવાઓને તેઓએ તેઓના વહાણ ઉપર ઉચકી લીધા. વહાણ ઉપર આવ્યા પછી આપણા બે ખારવા માહેલો એક અચાનક મર્ણ પામ્યો, અને બીજો અંધારી રાતના દરિઆમાં કુદી પડયો. આનાં કારણની

કોઇને ખબર નથી, પણ વખતે એમ હશે કે તેના મનમાં એવો વિચાર થયો હશે કે બંને વહાણો ડુબી ગયાં, બંને વહાણના ખલાસીઓ ડુબી ગયા, ત્યારે શું હું એકલો શેઠને મારૂં કાળું મ્હોડું બતાવું ? આવા વિચારથી ઘણું,કરીને તે દરીઆમાં કુદી પડ્યો હશે. આટલી વાત કરી સોમચંદ બોલતો બંધ પડ્યો. શેઠતો એકાએક આવો બનાવ સાંભળી વિચારમાં ગરકાવ થઇ ગયા. થોડો વખત સુધી તો શું બોલવું, અને શું કરવું તેની પણ તેને ખબર પડી નહિ. અંતે થોડી વાર પછી પોતાની શુધ ઠેકાણે લાવી તે બોલ્યા કે આપણાં બંને વહાણો ડુબી ગયાં અને ભોગીલાલ શેઠના વહાણને કંઇ ઇજા ન થઇ ? ન થઈ કેમ ? સોમચંદ બોલ્યો "તેમાંથી બધો માલ નાખી દીધો છે, વળી વહાણને પણ ઘણુંજ નુકસાન થએલ છે. આ સાંભળી શેઠે નિશ્વાસ નાખી કહ્યું કે જે બનવાનું હતું તે બન્યું. હવે તું દુકાને જા, અને આપણા મુનીમ રુપજીશાહને મારી પાસે મોકલજે. ઠીક, મોકલું છું એમ કહી સોમચંદ પેઢીએ ગયો. આ દોડાદોડ જોઇ મોતીના મનમાં અનેક વિચાર આવતા હતા. ઘડીકમાં સારા વિચાર અને ઘડીકમાં નરસા વિચારથી મોતીનું મગજ ભરાઈ ગયું. વહાણો ડુબી ગયાં. અને થોડા દિવસમાં થનાર લગ્ન હવામાં ઉડી ગયાં તેની બીચારી મોતીને ખબર ક્યાંથી પડે ? તે તો બાપા આવીને શું સમાચાર કહેશે, તેની આતુર ચહેરે રાહ જોતી હતી; એટલામાંજ શેઠ આવ્યા અને મોતીને પૂછયું કે બેન, જમવાને કેટલી વાર છે ? મોતી કહે કંઈ વાર નથી, ભાઇને ઠીક નથી તેથી મેં રસોઇ વહેલી કરી છે. શેઠ, નહાઈ કરીને તૈયારજ હતા તેથી મોતીએ હા કહેતાંજ જમવા બેઠા. મોતીને પેલી વાત શું છે તે પૂછવાનું મનતો થયું, પણ શેઠને વિચારમાં ગરકાવ થએલા જોઇ તે કંઈ પૂછી શકી નહિ.

ખરેખર પૂછી શકાય તેવું પણ હતું નહિ, કારણ કે શેઠ પોતે શું જમે છે અને શું નથી જમતા તેની પણ તેને ખબર પડતી નહોતી આવી રીતે ગભરાટમાં ને ગભરાટમાં શેઠ જમી ઉઠયા, અને ફ્રતાં ફરતાં સોપારીનો ચુરો મ્હોમાં નાંખવા લાગ્યા. તેના જમી ઉઠયા પછી માધવને જમાડી મોતી પોતે જમવા બેઠી પણ અન્ન ગળે કેમ ઉતરે? મનમાં સારા અને નરતા અનેક તુરંગ ઉઠયા કરે, તોપણ જેમ તેમ કરતાં જે ભાવ્યું તે જમી, એટલામાં પેઢીનો મુનીમ આવ્યો. શેઠ અને મુનીમ ખાનગી વાતો કરવા એકાંત ઓરડામાં ગયા. મુનીમ જુનો અને પ્રમાણીક હતો તેથી શેઠે પોતાના મનની ઘણોક વખત થયાં છુપાવી રાખેલી બધી વાતો તેને કહી. જ્યારે એકાંત ઓરડામાં ધીમે ધીમે સાદે વાતો ચાલી રહી હતી, ત્યારે મોતી આતુર અને ઉદાસ મુખે તે ઓરડાની આસપાસ ફર્યા કરતી હતી અને એકાએક આવો શો બનાવ બન્યો હશે તેનું કારણ શોધી કહાડવાને અનેક તરંગો ઉઠાવતી હતી. એટલામાં તે ઓરડામાં મ્હોટો ધબાકો થયો. તુરતજ મોતી પોતાના વિચારમાંથી ચોંકી અને ઓરડામાં દોડી ગઈ. જઈને જુએ છે તો બાપાને બેભાન સ્થીતિમાં જોયા. તેના મ્હોડાંમાંથી ફીણના ગોટે ગોટ નીકળતા હતા અને તેની આંખો મુનીમે દાબી રાખી હતી. મોતીને આવતાં જોઈ મુનીમે તેને પાસેના ચકલામાંથી વૈદને તેડી લાવવા કહ્યું. મોતી દોડતી જઇ વૈદને તેડી લાવી. વૈદ આવ્યો. એક પછી એક ઘણા ઉપાયો અજમાવ્યા. ચડેલી સારણ ગાંઠ કેમે કરી નીચે બેઠી નહિ. હરીદાસ શેઠની હાલત વધારે જોખમ કારક થતી ગઈ. આવી હાલતમાં ઓચીંતીજ શેઠે આંખ ઉઘાડી મોતી સામું જોયું અને હાથવતી એવી નિશાની કરી કે તું માધવનું જતન રાખજે. મોતી બાપાનું છેલ્લું કહેવું સમજી અને બોલી કે બાપા,

ભાઇને હું મારા જીવ બરોબર સાચવીશ. તેને કોઈ દિવસે વિલો નહિ મુકું, અને કોઇ પણ પાંતીએ તેને ઓછું આવવા દઇશ નહિ. મોતીના આટલા શબ્દો સાંભળીને જાણે સંતોષ થયો હોય, તેવી રીતે શેઠે પોતાની આંખો વીંચી. વીંચી તે હમેશને માટે વીંચી. મોતીએ આવા બનાવ કદી પણ જોયા ન હોતા તેથી તે છાતી ફાટ રડવા લાગી અને માથાં પછાડવા લાગી. અનુભવી મુનીમે તેને ધીરજ આપી છાની રાખી. થોડીવાર પછી મોતીનાં સગાં વહાલાં આવ્યાં અને તેના બાપની મર્ણ ક્રીયા કરી. આ પછી બીજી પણ જે જે ક્રીયાઓ કરવાની હતી તે તે કરી. આ બનાવને થોડા દિવસ વીત્યા ત્યારે એક દિવસે મુનીમ આવ્યો અને મોતીને કહ્યું કે તું ભાઈને લઇ મારી સાથે ચાલ. તુરતજ મોતી માધવને પોતાની આંગળીએ વળગાડી મુનીમની પાછળ ચાલવા લાગી. ચાલતાં ચાલતાં ગામનો દરવાજો આવ્યો. દરવાજા પાસે એક ગાડું ઉભું હતું તેમાં મોતી, માધવ અને મુનીમ ત્રણેજણાં ચડી બેઠાં. સડક વિનાના રસ્તાના પથરામાં ખડખડાટ કરતું ગાડું ચાલવા લાગ્યું થોડી વાર ચૂપ રહી મુનીમે વાત ઉપાડી કે મોતી હું તુંને કયાં લઈ જાઉંછું તેનો વિચાર તુંને નથી થતો ? મોતી કહે શાનો થાય ? જે માણસ મને લઈ જાય છે તે મારા બાપનો એક વિશ્વાસુ મુનિમ છે, ત્યારે તેની સાથે જતાં મને શાનો વિચાર થાય ? મુનીમ મોતી પોતાની ઉપર એટલો ભરૂંસો રાખે છે તે જોઇ ખુશી થયો. પાછો થોડીવાર વિચાર કરી તે બોલ્યો કે મોતી હું તુંને શામાટે, અને કયાં લઈ જાઉં છું તેનું કારણ સાંભળ. તારા પિતાએ મને કહ્યું હતું કે માધવ માંદો છે માટે અમારે હવાફેર કરવા, કોઇ બીજી જગ્યાએ જવાનું છે પણ ત્યાં ગયા વિના તે તો ગુજરી ગયા. માધવ હજી માંદો છે, માટે મનેજ એવો વિચાર થયો કે તમને કોઇ સારી

જગ્યાએ મોકલવાં જેથી માધવને સારૂં થઈ જાય. આવા વિચારથી હું તમને પાસેના ગામમાં એક સુંદર અને તંદુરસ્તીવાળી જગ્યા છે ત્યાં લઇ જાઉં છું. કેમ મારો વિચાર તુને પસંદ પડે છે? મોતીએ જવાબ આપ્યો કે તમે હવે અમારા પિતા તુલ્ય છો, માટે તમે જે કરો તે મને પસંદજ છે, પણ હું એટલુંજ પૂછું છું કે એ જગ્યા કેની છે? મુનીમે ઉત્તર દીધો કે એ જગ્યા તમારીજ છે. તે જગ્યામાં એક સુંદર વાડી છે જેથી તે જગ્યા તમને ઘણીજ માફક આવશે. આ સાંભળી માધવ બોલ્યો કે કાકા મને વાડીમાં રહેવું બહુજ ગમે છે. તે વાડી કેવડી મોટી છે? આવી રીતે તેઓએ કેટલીક વાતચીત કરી એટલામાં ગાડું ઉભું રહ્યું. વાડી જોતાંજ અંદરથી બધાં નીચે ઉતર્યા. માલ નીચે ઉતાર્યો. નીચે ઉતારેલો માલ માથે લઇ ગાડીવાન્ આગળ ચાલ્યો. આગળ ચાલતાં એક નાની અને રળીઆમણી ઝુપડી દેખાઇ, તેની આસપાસ પથરાની એક નાની કોટડી કરી લીધેલી હતી, જેનાં બારણાનું તાળું મુનીમે બે ડગલાં આગળ ચાલી ઊઘાડયું. બધાં આ કોટડી ઉઘાડી અંદર ગયાં ત્યારે સામીજ ઝુપડી દેખાવા લાગી. ઝુપડીનો તથા તેની આસપાસનો દેખાવ ઘણો રમણીય હતો, કોટડીના દરવાજાથી તે ઝુપડી સૂધી નાનાં ફુલઝાડો રોપી દીધાં હતાં,. તેમાં ખીલેલાં ફુલો મનને અતિશય આનંદ પમાડતાં હતાં. વળી દરવાજાની ઉપર એક મ્હોટું વડનું ઝાડ હતું, જે પોતાની ડાળીઓ ચોપાસ ફેલાવી શીતળ છાયો પાડતું હતું. આની સામે ઝુપડીના પડખામાં એક સીતાફળીનું ઝાડ હતું, જે જોતાંવારને માધવ ત્યાં દોડી ગયો અને પડેલાં સીતાફળો વીણવા લાગ્યો. આવી રીતે મનોરંજક દેખાવ જોતાં તેઓ આગળ ચાલ્યાં ત્યારે ઝુપડી આવી. ઝુપડી જોકે બહુ ઊંચી નહોતી, તોપણ છેટેથી ઘણી રળીઆમણી લાગતી હતી.

તેની આસપાસ વાંસની જાળી કરી લીધેલી હતી, અને તેની ઉપર લીલો રંગ છંટાવ્યો હતો, જે રંગ ઝાડપાનના લીલા રંગ સાથે મળી જતો અને વાડીની સુંદરતામાં વધારો કરતો હતો. ઝુપડી જેમ બાહારથી શોભતી હતી તેમ અંદરથી પણ ચોખ્ખી અને નાજુક હતી. બારણું ઉઘાડી મુનીમ, મોતી અને માધવ ત્રણે જણાં અંદર દાખલ થયાં. થોડી વાર વીસામો લઈ મોતીએ સરસામાન તપા. સવા માંડ્યા તો સઘળો તૈયાર માલમ પડ્યા. મુનીમે આ સઘળી તૈ- યારી પહેલાંથીજ કરી રાખી હતી, તે જોઇ મોતી ઘણી ખુશી થઈ. થોડી વાર પછી વખત થયો ત્યારે મોતીએ રસોઇ ચડાવી. જોતજો- તાંમાં તે તૈયાર થઇ અને મુનીમ અને માધવ જમવા બેઠા. જમી રહ્યા પછી મુનીમે મોતીને કહ્યું કે હું અને માધવ વાડીમા ફરીએ છીએ. તું જમી રહે ત્યારે ત્યાં આવજે મારે તુંને કંઇ કહેવું છે. આટલું કહી તેઓ બંને જણા વાડીમાં ગયા અને મોતી જમવા બેઠી. જમી રહ્યા પછી વધેલું માળીને આપી વાસણ માંજીનાંખ્યાં અને પછી વા- ડીમાં મુનીમ અને માધવ બેઠા હતા ત્યાં ગઈ. તેને આવતી જોઇ મુનીમ એક બાંકડા ઉપર બેઠા અને સામે મોતીને બેસાડી. મોતી- પણ ગંભીર અને સમજુ થઇ સાંભળવા માંડી. મુનીમે થોડીવાર વિચાર કરી વાત ઉપાડી કે બેન, મોતી બેન, ઈશ્વરેમને આજ તુંને બે અક્ષર કહેવાનો વખત આપ્યો છે. તું સમજુ છો, અને તારા અનુભવી પીતાના હાથ તળે કેળવાએલી છો, તેથી તુંને વધારે ક- હેવું પડે તેમ નથી, તેથી ટુંકમાં કહું છું તે ધ્યાન રાખી સાંભળ. જો બેન, આ સંસારમાં સુખ અને દુઃખ સર્વેને માથે પડે છે. કોઇને પહેલાંથીજ દુઃખ હોય છે અને પાછળથી સુખ થાય છે અને કો- ઇને પહેલાંથી સુખ હોય છે અને પાછળથી દુઃખ થાય છે. પણ કોઈ મનુષ્યની સ્થીતિ ઘણું કરીને સર્વદા એકજ રહેતી નથી

માત્ર કોઇ મનુષ્ય પોતાના આગલા જન્મનાં ઉત્તમ કર્મોને લીધે મર્ણ પર્યંત સુખી હાલતમાં રહેછે, બાકી કોઇ પણ રહેતું નથી. સંસારમાં કોઇ પણ વસ્તુ સ્થીર નથી. જો બેન, દિવસમાં તડકો અને છાંયડો પણ બે વખત થાય છે. સૂર્ય જેવા મહાન્ ગ્રહને પણ ઉગવું અને આથમવું પડે છે. માટે આ ઉપરથી એટલું સમજવાનું કે આપણી સ્થીતિ ગમે તેવી હોય તો પણ તેમાંજ સંતોષ પામવો. સુખ હોય ત્યારે આપણે સુખી છીએ એમ ધારી કામ, ક્રોધ, લોભ વિગેરે વિકારોને તાબે થવું નહિ; અને જ્યારે દુઃખ હોય ત્યારે આપણે દુઃખી છીએ એમ ધારી હમેશાં ચીંતામાં ડુબ્યાં રહેવું નહિ. તું ઉંચાં કુટુંબની છોકરી છો, તેથી તારામાં કુદરતી રીતેજ ઉત્તમ ગુણો હોવા જોઇએ એમ હું માનું છું. તેમાં પણ વળી તારા પિતા સદ્ગુણી-સંસાર વહેવારના અનુભવી- અને મનુષ્ય માત્રમાં એક રત્નરૂપ હતા; માટે તેનાં પુત્ર પુત્રીઓ સદ્ગુણી અને વિવેકી થાય એમાં હું કંઇ આશ્ચર્ય જોતો નથી. પણ આશ્ચર્ય કારક માત્ર એટલુંજ છે કે તમારાં જેવાં ઉત્તમ અને પુણ્યવાન કુટુંબને અત્યારથીજ દુઃખના સમુદ્રમાં સુવાડયું છે. તે એક રીતે હું ફાયદા કારક ધારૂં છું કારણ કે તુંને તારી પહેલી ઉમરમાં થોડાં દુઃખો પડી, પછી છેલ્લી ઉમરમાં ઘણું સુખ થશે. તેટલા માટે મોતી, તું તારી આ અવસ્થાથી જરાપણ ભય અથવા દુઃખ પામીશમાં. પણ ડહાપણ ધૈર્ય અને સુવિચારથી વર્તી, તું તારી આ હાલત ઓળંગી જાજે. તેમાં પણ મોતી, આ બે અક્ષરતો તું તારા હૃદયમાંજ કોતરી રાખજે કે-ઇશ્વરમાથે હમેશાં પ્રીતિ રાખવી-સત્ય બોલવું.-અને પોતાનાં કાર્યમાં હમેશાં ઉમંગ અને આનંદથી વર્તવું. જો તું આ પ્રમાણે વર્તીશ તો તુંને કદીપણ દુઃખ થશે નહિ. વળી જ્યારે જ્યારે તારૂં મન મુંઝાય ત્યારે પરમેશ્વરનું ભજન કરજે, અથવા તારી પાસે જે

ઇશ્વર પ્રાર્થનાની ચોપડી છે તે વાંચજે, તો તેથી તારૂં મન જરૂર શાંત થશે. જે જે મનુષ્ય ઈશ્વર માથે ભરોંસો રાખી તેની ભક્તિ કરે છે તે માણસ કોઈ દિવસે દુઃખ પામતો નથી. મોતી, તારી ઉપર ગમે તેવાં કષ્ટો પડે તોપણ હિંમત ન હારતાં, તેની સામે થજે કારણ કે તારે હજી ઘણાં ઘણાં કામો કરવાનાં બાકી છે. તારો ભાઇ હજી બાળક અને અણસમજુ છે, તેને કેળવણી આપી સુધારવો એ તારૂં કામ છે. તે ઉપરાંત તારે પોતાને લગતી એક જરૂરની બાબત પણ બાકી છે. તારા પિતાએ મને તે વિષે સૂચના કરી છે, અને તેને માટે મારાથી બનતી મદદ હું કર્યાવિના રહીશ નહિ હાલ એટલુંજ કહેવું હું યોગ્ય ધારૂં છું. બીજું, તારે ઘર ચલાવવા માટે ખરચ જોશે, જે મેં તુંને પેલી પેટી બતાવી તેમાં છે, તે જોઇએ તે પ્રમાણે લેજે. ઘર ચલાવવામાં કેવીરીતે કરકસર કરવી તે તું સારી પેઠે જાણે છે, માટે તે વિષે વધારે ન કહેતાં હમણાં મને એક બીજી બાબત યાદ આવી છે તે કહું તે સાંભળ. કોઇ અજાણ્યા માણસ ઉપર એકદમ વિસ્વાસ મૂકવો નહિ. વિશ્વાસુ માણસ સીવાય પોતાના પેટની વાત કોઈને કહેવી નહિ. આ બે શીખામણ પ્રમાણે વર્તીશ તો તુંને કોઈ દિવસે કંઈ હરકત પડશે નહિ ખરચ માટે બંદોબસ્ત તો કરેલો છે, તો પણ વખત જતાં જરુર પડશે, જે હું તે વખતે મોકલાવી દઇશ. વળી હું પણ તારી પાસે જરૂર પડશે ત્યારે આવી પુગીશ. પણ મોતી, ધ્યાન રાખજે કે ગમે તેટલાં દુઃખો પડે તો પણ ધૈર્ય મૂંકીશ માં. ધૈર્ય અને દુઃખને માટે હું તુંને આટલું કહું છું તે એટલા માટે નહિ કે તારી ઉપર દુઃખો પડવાનાં છે પણ એટલા માટેજ કે તારે થોડા વખત સૂધી એકલાં ઘર ચલાવવું પડશે તેમાં તુંને કોઈ જાતની હરકત પડે નહિ તેટલા માટે. મુનીમ આટલું બોલ્યા તેટલામાં માધવ આવ્યો અને કહેવા લાગ્યો કે,

બેન મને ઉંઘ આવે છે. ચાલો ત્યારે સુઈએ એમ કહી મોતી અને મુનીમ બાંકડાં પરથી ઉઠયાં. ઉઠતાં ઉઠતાં મોતી બોલી કે મુનીમ તમે મને જેટલી જેટલી શીખામણ આપી છે તેટલી બધી હું મારા અંતઃકરણમાં કોતરી રાખીશ. અને તે જરૂરને વખતે ઉપયોગમાં લાવીશ- તમે મને સુખ દુઃખનું કહ્યું તેથી હું એમ નથી ધારતી કે તે મારી ઉપર પડવાનાં છે, અને કદાચ પડે તોપણ શું? મનુષ્ય માત્ર સુખદુઃખ સહન કરવાને સરજાએલાં છે તો હું શા લેખામાં! મારી ઉપરગમે તેવાં દુઃખો પડે તોપણ તમે મારી મદદે છો અને તમારી અમૂલ્ય શીખામણો મારા હૃદયમાં કોતરાએલ છે. તેથી હું કોઈની પણ દરકાર કરતી નથી. માત્ર માધવ મોટો થઇ મારૂં ભરણ પોષણ કરે એવી હું ઇશ્વરની હંમેશાં પ્રાર્થના કરૂં છું અને કરીશ. મારે માટે તમે અગત્યની બાબતની તજવીજ કરવા કહ્યું પણ તે બાબત મારે કશી જરૂર નથી. હું સંસારમાં અન્ય સુખની ઇચ્છા રાખતી નથી. માત્ર માધવ મોટો થઈ સુખી થાય એટલીજ હું રાહ જોઉછું. પછી તેને સુખી જોઈ મારા પિતાનું વચન મેં પાળ્યું છે એવો વિચાર કરી હું પણ મને સુખી માનીશ. માધવનું સુખ તે મારૂં સુખ છે અને માધવનું દુઃખ તે મારૂં છે એમજ હું ધારૂં છું. માટે ભાઈનેજ સુખી કરવો એજ મારૂં મુખ્ય કર્તવ્ય છે. તેને આનંદ પામતો જોઇ હું સંતોષ પામીશ. સંતોષ પામવાનાં બીજાં સ્થાનની મારે જરૂર નથી. એટલું બોલી મોતી બંધ પડી. મુનીમ તેનું કહેવું બરોબર સમજ્યો. મોતીના વિચારો કેટલાક બાળક માલમ પડ્યા, પણ આ વખતે તેને સમજાવવાનું યોગ્ય લાગ્યું નહિ તેથી મુનીમ પણ કંઈ બોલ્યા નહિ. પછી ઘરમાં જઈ સૌ જૂદા જૂદા ઓરડાઓમાં સુઇ ગયાં. હમેશાની પેઠે મોતી ભાઇને પડખામાં લઇ સુતી, સુતાં સુતાં પણ અનેક વિચારો આવતા હતા.

ઘડીમાં એમ વિચાર આવતો હતો કે મુનીમ બોલ્યા તેમાં કંઈ ભેદ હશે ખરો? ઘડીમાં એમ વિચાર આવતો હતો કે આ ઝુપડીમાં અ-મને લાવવાનું કંઇ છુપું કારણ હશે ખરૂં ? પણ આ સવાલોના ખરા જવાબ પોતાની મેળે આપવાને તે અશક્ત હતી. એમ કરતાં કરતાં કંઇ પણ વાતનો નિશ્ચય કરી શક્યા વિનાં, તે જુવાન બાળા મોડી રાતેં નિદ્રાવશ થઇ. સવાર પડયું ત્યારે મુનીમ ઉઠયો અને પોતાને ઘેર જવા સારૂ મોતી પાસે રજા માગવા ગયો. મોતીએ મુનીમને જતા જોઇ, હિંમત હારવા માંડી કે હવે આ ઝુપડીમાં હું એકલી કેમ રહી શકીશ; મને મુનીમ ગયા પછી સારી શીખામણ કોણ દેશે? આવા વિચારોથી તે ગભરાઇ ગઇ, અને બોર બોર આંસુએ રડવા લાગી. મુનીમે તેનો વાંસો થાબડ્યો અને કહ્યું કે બેટા મોતી, આટલી વારમાંજ ના હિંમત કેમ થઈ ગઈ? તું આમ કરીશ ત્યારે પછી કેમ થશે? છાની રહે બાપુ, હું તારી પાસે, મારે થોડા દિવસ કામ માટે લીલાપુર જવું છે ત્યાંથી આવી, જલદી અને જરૂર આવીશ. ત્યાં સૂધી હિંમતથી રહેજે. મને જો ત્યાં વખત લાગશે તો હું તુંને ત્યાંથી ટપાલ મારફ્તે ખરચ મોકલી દઇશ. બેન છાની રહે, છાની, આમ બાળકની પેઠે રડવા કેમ મંડી છો, આટલું કહેતાં કહેતાં માયાળુ મુનીમની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં. એટ-લામાં પડતાં આંસુએ મોતી બોલી કે કાકા, અમે તમારા વિના રહી શકવાનાં નથી. તમારા વિના માધવની સંભાળ કોણ રાખશે? મને પિતાની પેઠે હેતથી શીખામણ કોણ દેશે? તમારા વિના છોકરાં તરીકે અમને કોણ પાળશે? મારા બળતાં અંતઃકરણમાં દુઃખ દાવાનળ પ્રગટશે ત્યારે મધુર વચનો રૂપી પાણી રેડી તે કોણ ઠારશે? આવાં કરૂણાજનક વાક્યોથી મુનીમનું હૈયું વધારે ભરાવા લાગ્યું, તોપણ પછી હિંમત લાવી તેણે મોતીને કહ્યુ કે તું રડમાં,

તારાં રડવાથી મારૂં અંતઃકરણ ચીરાઇ જાય છે, વળી જો માધવ ઉઠશે તો તે મને જવાજ દેશે નહિ માટે તું મને જલદી રજા આપ. આથી મોતીએ ધૈર્ય રાખી પોતાનું માથું મુનીમના ખોળામાં મૂક્યું. મુનીમે આશીર્વાદ આપ્યો, અને કહ્યું કે બેટા ચીંતા કરીશ માં, હું તારી પાસે થોડા દિવસમાં આવીશ. અને આવ્યા પછી કોઇપણ દિવસ પાછો જોઇશજ નહિ. એમ કહી મુનીમ આગળ ચાલ્યા, અને મોતી પાછળ ચાલી. વાડીની ભીંતનું તાળું ઉઘાડયું અને મુનીમ બહાર નીકળ્યો. મોતી થોડે દૂર વળાવા ગઈ. અને મુનીમ રસ્તે પડયો ત્યારે તે પાછી વળી ઘરમાં ગઇ. અને સવાર પડી ગયું હતું તેથી ઘરનું કામ આરંભ્યું. ભાઇના ઉઠયા પહેલાં સઘળું કામ કરી લીધું અને પછી માધવ સૂતો હતો ત્યાં ગઇ. ત્યાં જઇ તે સુતો હતો તે ગાદલામાં બેઠી, અને સૂતેલા ભાઇની નિર્દોષ અને પ્રફુલ્લીત કાંતી તરફ જોઇ રહી. થોડી વાર જોઇ રહ્યા પછી સુતેલા માધવને બાઝી પડી અને તેને એક બે ચુમીઓ લઈ લીધી. અને ત્યારપછી ધીમેથી બોલી કે ભાઇ, ભાઈ ઉઠ, ઉઠવાનો વખત થઈ ગયો છે. આ સાંભળી માધવે આંખ ઉઘા- ડી અને થોડી વાર બેન સામું જોઇ રહ્યો, આંખો ચોળતો ચોળતો ઉભો થયો. બેને તેને દાતણ-પાણી કરાવી નવરાવ્યો. નહાઇ કરી માધવ બેન પાસે પાઠ વાંચવા બેઠો અને બેને રસોઇ ચડાવી. થોડી વારમાં પાઠ વંચાઇ રહ્યો, કે રસોઇ તૈયારજ હતી તેથી ભાઇ બેન બન્ને જણાં સાથે જમવા બેઠાં. જમતાં જમતાં ભાઈને ખુશી કરવા- ને મોતી નાની નાની હસવાની કહાણીઓ કહેતી જતી હતી. મા ધવ આથી આનંદ પામતો હતો, અને બેન સાથે ખુશીથી જમતો હતો. આ પ્રમાણે બન્ને ભાઇ બેન આનંદથી જમતાં હતાં. ખરે, આ ભાઇ બેનને આવા આનંદમાં સાથે જમતાં જોઈ, કયાં

ભાઇબેનને અંતઃકરણમાં આનંદની અસર નહિ થાય? અને ક્યાં ભાઇ બેનને પોતાનું નિર્દોષ અને આનંદથી ભરપૂર બાળકપણું યાદ નહિ આવે? સર્વને આવશેજ. પછી જમીને મોતી વાસણ માંજવા બેઠી અને માધવ વાડીમાં ગયો, વાસણ માંજી રહ્યા પછી તે નવા ઘરમાં શું શું વસ્તુઓ છે, અને શું શું નથી તે તપાસવા લાગી; પણ ભલા મુનીમે જેટલી જરૂરની વસ્તુઓ હતી તેટલી બધી તૈયારજ રાખેલી હતી કંઇ પણ બાકી નહોતી. મોતી આ જોઇ મુનીમ ઉપર ઘણીજ ખુશી થઇ અને મનમાં તેનો ઉપકાર માનવા લાગી. આવી રીતે ઘરની બધી વસ્તુઓ તપાસી લીધી ત્યારે ખરા બપોરનો વખત થયો અને તડકો જોસથી પડવા લાગ્યો, જેથી રસ્તામાં કોઈ પણ મનુષ્ય નજરે પડતું નહોતું. માધવ વાડીમાંથી આવી પહેલાંથીજ એકબાજુ તરફ સુઇ રહ્યો હતો. મોતી, તે સૂતો હતો ત્યાં જઇ તેની પાસે બેઠી અને તેનાં પહેરણ થોડાં ફાટી ગયાં હતાં તે શીવવા લાગી. શીવી રહ્યા પછી થોડો વાર ચોપડી વાંચી તેટલામાં માધવ ઉઠયો; અને બેનને કામમાં રોકાએલી જોઈ પોતે પણ પાઠ વાંચવા માંડયો, એમ કરતાં સાંજ પડી ત્યારે મોતીને રસોઇ કરવાનું કહી, માધવ વાડીમાં ગયો અને પોતાની વહાલી સીતાફળીના ક્યારામાં પાણી સીંચવા લાગ્યો. તે કરી રહ્યા પછી સુગંધી ફુલો એકઠાં કર્યાં અને તેની એક માળા બનાવી, અને તે ડોકમાં ઘાલીને બેન પાસે ગયો, અને બેનને તે બતાવ્યા પછી માળીને સાથે લઇ ઝુંપડીની પાછળ એક નાનું ખેતર હતું તે જોવાને ગયો. આ ખેતર પણ મોતીનુંજ હતું, તેમાં થોડું ઘણું અનાજ પાકતું, અને બાકી શાક ભાજી તથા બીજી લીલોતરી થતી. આ ખેતર જોઇ ખુશી થતો માધવ બેન પાસે આવ્યો. આ વખતે રસોઇ થઈ રહી હતી તેથી ભાઈ બેન બન્ને જમ્યાં, અને વખત થયો ત્યારે સુઇ રહ્યાં. આજ નવા ઘરમાં

આવ્યે બે દિવસ થયા હતા, અને બન્ને દિવસો ઘરનો સામાન ઠીકઠાક ગોઠવવામાં નીકળી ગયા હતા. તેથી મોતીને જુના ઘરના, પોતાના પિતાના, અને પોતાની સાહેલીના કંઇ પણ વિચારો આવ્યા નહોતા. વળી તે સમજુ અને ભણેલી હતી તેથી લાવવાની કોશેશ પણ કરતી નહોતી. કોઇ ક્ષણે આવતા તો તે હાનીકારક ધારી તુરતજ દાબી દેતી, અને પોતાના ભાઇ વિષેના વિચારોમાં મન પરોવતી. આવી રીતે અ-દ્રશ્ય દુઃખના ભારથી દબાયેલ ભાઇ બેનના દિવસો સુખમાં વીત્યા. વળી માધવને પણ થોડા દિવસ પછી એક નિશાળમાં મોકલવામાં આવ્યો હતો તેથી તે પણ નિશાળે જતો, જેથી એકલી મોતી પોતાનું મન ભરવા, શીવવા, અને તેવું બીજું કામ કરવામાં તથા સારી ચોપડીઓ વાંચવામાં રોકતી. એવી રીતે ઘણા દિવસ વીત્યા, મહીનો વીત્યો, અને વરસ પણ વીત્યું, તોપણ ભાઇને ભણવા આડે અને બેનને કામ કરવા આડે આટલો વખત વીત્યો તેની કંઇ ખબર પડી નહિ. એમ કરતાં એક દિવસે સાંજે ભાઇ નિશાળેથી આવ્યો નહોતો, મોતી તેની વાટ જોતી ખેતરમાં ઉભી હતી. વાડીના માળીને તેને તેડવા મોકલ્યો હતો, પણ તે હજીસૂધી આવ્યો નહોતો. બીજાં માણસોને તેની શોધમાં મોકલવાનું મન થયું પણ કોણ હોય જે તેને મોકલે? આખા ઘરમાં પોતાના સીવાય બીજું કોઇજ નહોતું. અને પોતે ઘર રેઢું મૂકીને કેમ જઇ શકે ? આવી રીતે વીચારમાં ને વીચારમાં ઘણો વખત નીકળી ગયો, તેથી મોતી ઘણીજ ચિંતા કરવા લાગી પણ ચિંતા કર્યે કંઈ વળે તેમ નહોતું, કારણ કે તેને બે શબ્દો કહી શાંત પાડવા માટે ઘરમાં કોઈ પણ માણસ હતું નહિ. આથી બાળક મોતીના મનમાં ઘણું માઠું લાગ્યું કે આવે જ-રૂરને વખતે શું મારી પાસે એક માણસ પણ ન મળે? આ વિ-ચાર તેના મગજમાં આવતાંજ તેને તેની આગલી સ્થીતિ યાદ

આવી. આગલી સ્થીતિ યાદ આવતાંજ તેને હાલની ખરી હાલતનું જ્ઞાન થયું. જ્ઞાન થતાંજ આ બંને સ્થીતિ વચ્ચેનો તફાવત ધ્યાનમાં ઉતર્યો, અને આગલી સ્થીતિના વિચારો એક પછી એક આવવા લાગ્યા. પોતાના પિતાના જીવતાં અનુભવેલ સુખ, અને અનુભવવા ધારેલું સુખ, તે ઉપરાંત પિતાના મર્ણ સમયે તેની સાથે કંઇ વાત ચીત ન થઈ અને બંન્નેનાં મનની વાત મનમાં રહી ગઇ, તે બધું મોતીને સામટું સાંભરી આવ્યું. સાંભરી આવતાંજ આજ દિન સૂધી વજ્ર જેવું થઇ રહેલું હ્રદય એકદમ ઢીલું પડી ગયું, અને તુરતજ આ બાળીકાની આંખોમાંથી આંસુની ધારા ચાલી, અને થોડીવારમાં છાતી ફાટી જાય તેવી રીતે રોવા લાગી, આ એકાંત વાસમાં તેને છાની રાખી, આંસુ લુહનાર કોઇ પણ હતું નહિ. અરેરે! આ એકાંતવાસમાં હિંમત હારતી બાળાને ધીરજ આપી શાંત કરનાર કોઈ પણ ન હોતું. અરે! દીનદયાળ કહેવાતા પરમેશ્વરને પણ આ નિરાધાર કુમારિકાની દયા આવી નહિ. તેને કોઇએ છાની રાખી નહિ, જેથી તે હ્રદયનો ભાર ઓછો કરવા ઘેલીની પેઠે છાતી ફાટ રોઇ. આવી દુઃખદાયક હાલતમાં વિચાર કરતી મોતી ઉભી હતી તેવામાં પોતાની પાછળ ઝુપડીની પાસે કોઈનાં પગલાં સંભળાયાં. મોતી તુરતજ સાવધાન થઈ તે બાજુ તરફ જોવા લાગી, એટલામાં સામેથી આવતો એક ટપાલનો સીપાઈ તેની નજરે પડ્યો. મોતીએ તેને પોતાની પાસે આવતો જોઇ પોતાની આંખમાંથી આસું લુહી નાખ્યાં અને તેની પાસે ગઈ. સીપાઇએ તેને પાસે આવેલી જોઇ તેના હાથમાં રૂપીઆની એક થેલી મૂંકી અને કહ્યું કે આ લીલાપુરથી તમારા મુનીમ રૂપજીશાહે મોકલી છે. મોતીએ તેના હાથમાંથી તે થેલી ખુશીથી લઇ લીધી, અને સીપાઈના ગયા પછી મનમાં વિચાર કરવા લાગી, કે આવા પ્રમાણીક મુનીમનો બદલો હું ક્યારે વાળી આપીશ?

ઓહો! આ ઉપરથી મને જણાય છે કે હજી પણ દુનીઆમાં આના જેવા ભલા માણસો હશે ખરા. તે અમારે માટે કેટલી ચાડ રાખે છે? જ્યારે ખરચ ખૂટવા આવે છે ત્યારે તે, તે મોકલ્યા વિના રહેતો નથી. ખરેખર હવે તો તે ત્યાંથી જલદી આવે તો ઠીક. મને તેના વિના જરાપણ ચેન પડતું નથી. આજેજ ભાઇ ખોવાઇ ગયો છે તે જો મુનીમ અહિં હોત તો ખોવાતજ નહિ, અથવા જો ખોવાત તો તે શોધ કરી તેનો પત્તો જલદી મેલવી શકત. તે આવા વિચાર કરે છે એટલામાં વળી કોઈના પગલાં સંભળાયાં. તુરતજ તે બોલી ઉઠી કે કોણ ભાઇ આવ્યો? પણ ભાઈ કેવો અને વાત કેવી? ભાઇ કંઇ આવવો સહેલ નહોતો. આતો ભાઇને તેડવા ગયેલ પેલો માળી આવ્યો. માળીને જોતાંજ મોતીએ પુછ્યું અલ્યા પુંજીઆ માધવ ન જડ્યો કે શું? તેં તેને બધી જગ્યાઓએ જોયો કે નહિ? આ સાંભળીને પુંજીઓ માળી બોલ્યો કે મોતી બેન હું નિ-શાળમાં જોઇ આવ્યો, તથા તેના બધા ભાઈબંધોને ઘેર જોઇ આવ્યો તોપણ કયાંયથી માધવ મળ્યો નહિ. અંતે બેન, આખા ગા-મમાં જોઇને પાછો ફર્યો, તોપણ માધવની કંઇ ખબર મળી નહિ. આ નિરાશ કરનારા સમાચાર સાંભળી મોતી ઘણી મુંઝાવા લાગી; પણ થોડીવારમાંજ પાછી હિંમત લાવી, માળીને ઘર સોંપી તે પોતે ગામમાં તપાસ કરવા નીકળી. ગામમાં જઈ ગલીએ ગલીઉ જોઇ, ચકલે ચકલા જોયા તોપણ માધવને કયાંય દીઠો નહિ. અંતે શોધ કરી કરીને થાકી ત્યારે નિરાશ થઇ મોતી પાછી ઘેર-આવી. આ વખતે રાત ઘણી ગઈ હતી. રસોઈ હમેશાંની પેઠે સાંજ પડતાંજ કરી મૂકી હતી, અને જમવા માટે માત્ર માધવ-નીજ ખોટી હતી, પણ આજ માધવ આવ્યો નહિ તેથી રસોઈ તેમની તેમ પડી હતી. વખત ઘણો ગયો છે એમ ધારી નિરાશ

થએલી બેન એકલી જમવા બેઠી. પણ અરેરે ! બાળક ભાઈ ભૂખ્યો તરસ્યો કોણ જાણે કયાંય રખડતો હશે, કોણ જાણે તેની શી દશા થઇ હશે એવા સારા અને નરતા અનેક તર્ક ઉઠાવતી બેનને ગળે અન્નનો એક કોળીઓ પણ ઉતર્યો નહિ. અંતે બધું માળીને આપી દીધું, અને પોતે ભાઇને અત્યારે ગોતવા જવાના વિચાર કરવા લાગી. ગોતવા જવા માટે ઝુપડીના દરવાજાની બહાર જઇ જોયું તો સર્વ ઠેકાણે અંધારૂં અંધારૂં થઈ રહ્યું હતું, સર્વ ઠે-કાણે શાંતિ પથરાઇ ગઇ હતી, જેથી બધાં લોકો સુઈ ગયાં હતાં એવું માલમ પડતું હતું. આથી હમણાં લોકોની ગડબ-ડાટનો ઘોંઘાટ સંભળાતો બંધ પડયો હતો. માત્ર તમરાંનો તીણો અવાજ, અને કુતરાંઓનાં ભૂસવાનો કઠોર અવાજ, કાન ઉપર પડતો હતો. આવી ભયંકર રાતે એકલું બહાર જવું મોતીને કઠણ લાગ્યું માળીને સાથે લઈ જવાય તેમ નહોતું કારણ કે રાત વખતે ઘર રેઢું રાખી જવાય નહિ. આ ઉપરથી હવે શું કરવું તેને માટે વિચાર કરતી તે દરવાજામાં ઉભી હતી એટલામાં માળી તેની પાસે આવ્યો અને બોલ્યો કે બેન, અત્યારે તમે સુઈ જાઓ હુંજ તેને ગોતવા જાઉં છું. પણ મોતીએ તેને કહ્યું કે અત્યારે હું પણ નથી જતી, સવારે હું જાઇશ અથવા તું જાજે. એમ કહી મોતી ઘરમાં જઇ સુઇ ગઈ, સુતાં સુતાં પણ ઉંઘ કેને આવે? સુખી હોય તેને આવે. મોતીને તો ઉંઘ આવી નહિ. તો માધવના વિચારમાં ને વિચારમાં ગરકાવ થઇ ગઇ હતી. ઘડીકમાં ગભરાઈ જઈ રોવા માં-ડતી હતી, અને ઘડીકમાં મુનીમનાં વાકયો સંભારી ધૈર્ય ધરતી હતી. એમ કરતાં કરતાં મધ્યરાત્રી થઈ ગઇ, અને પાછલો પોહોર થવા આવ્યો. થોડી વારમાં ઘડીઆળમાં ટણીંગ ટણીંગ દઇને ત્રણ ટકોરા થયા. આ વખતે ઠંડી હવાની લહેંકીઓ આવતી હતી; સર્વે શાં-

ત હતું; કુતરાંઓ પણ ભસી ભસીને થાકી ગયાં તેથી સુઇ ગયાં હતાં, મોતીને પણ આખી રાતનો ઉજાગરો થયો હતો, તેથી આ-વે શાંત વખતે તેની રોઇ રોઇને રાતી થએલી આંખો વીંચાઇ. થોડા વાર પછી તે નિદ્રાવશ થઈ હોય એવું જણાવા લાગ્યું. પ્રિય વાંચનાર? આપણે મોતીને અંતે નિદ્રાવશ થતાં જોઇ જરા ખુશી થશું પણ અ-રેરે! આપણને, ઉંઘમાં તેની શી સ્થીતિ થઈ તેની શી ખબર પડે? તેને થોડી નિદ્રા આવી ખરી પણ તે સુખની નહોતી. તેને આ થોડી થોડી ઉંઘમાં પણ ભયંકર સ્વપ્નાંઓ આ-વતાં હતાં. ઘડીકમાં માધવને કુવામાં પડી ગયેલો, તો ઘડીકમાં તેને તલાવમાં ડુબતો હોય એમ જોતી. વળી થોડીવારમાં વાઘની સાથે જાણે માધવ લડાલડી કરતો હોય, અને તેમાં વાઘ તેને મા-રતો હોય તેવું જોયું. આ જોવાથી તો મોતી ઘણીજ હેબકાઈ ગઇ અને માધવને કોઈ છોડાવો, કોઇ છોડાવો એમ બૂમો પાડી ઊંઘ-માંને ઊંઘમાં રોવા લાગી. એમ કરતાં માધવને છોડાવા કોઇ ન ગયું તેથી પોતેજ વાઘને મારવા દોડી. ઉઠીને જેવી થોડું દોડી તેવુંજ માથું સામી ભીંતની સાથે અથડાયું, જેથી તેની ઊંઘ ઉડી ગઇ અને તેને એમ લાગ્યું જે હું જંગલમાં નથી પણ ઘરમાંજ છું. પણ આવો ભયંકર બનાવ જોવાથી તેની છાતી ધડકતી હતી. વા-ઘને જોવાથી તે બીહી ગઇ હતી, આ વખતે તેને ધીરજ આપી શાંત કરવાને ઘરમાં કોઈ હતું નહિ, આથી એકલડીનું હૃદય ભરા ઇ આવ્યું, અને પોતાની આ હાલત જોઇ પોકે પોક મૂકીને રોઇ. છાની રાખનાર કોઇ હતું નહિ તેથી જ્યારે આંખમાંથી પાણી ખૂટી ગયું ત્યારે તે રોઈરોઇને પોતાની મેળેજ છાની રહી. આ વખતે સ-વાર પડવા આવ્યું હતું, તેથી માળી હમણાં આવશે એમ ધારી મોતી મ્હોડું ધોઇ હુશિઆર થઇ ઘરનું પરચુટણ કામકાજ કરવા માંડી.

એટલામાં માળી આવ્યો અને કહેવા લાગ્યો કે મોતી બેન, તમે કહો તે ઠેકાણે હું ભાઈની શોધ કરવા જાઊં. મોતી આ સાંભળી કહે નહિ ભાઈ, આજ તારે જવાની કંઈ જરૂર નથી, થોડીવાર પછી હુંજ જાઇશ અને પાસેના શહેરમાં જ્યાં અમે અગાઉ રહેતાં હતાં ત્યાં જઇ મારી સહીપણીને ઘેર અથવા કોઈ ઓળખીતાંને ઘેર તે ગયો હશે તો ખબર કહાડીશ. મને લાગે છે કે ત્યાં ગયો હશે. આટલું કહી થોડીવાર પછી મોતી પોતાના આગલા શેહેરમાં જવા નીકળી. નીકળવા પહેલાં વિચાર થયો કે હું થોડીવાર ઇશ્વરની સ્તુતિ કરી લઊં અને પછી જાઊં તો મને તે સહાય કરશે. આવો વિચાર કરી તેણે ઈશ્વરપ્રાર્થનાની ચોપડી કહાડી, અને એક ચિત્તે પ્રાર્થના કરી, તે કરી રહ્યા પછી મોતીએ ચોપડી પાછી તેની અભરાઈ ઉપર મૂકી દીધી. પણ મૂકતાં મૂકતાં તેનો હાથ એક બીજી ચોપડીને લાગ્યો જેથી તે અભરાઇ ઉપરથી નીચે આવી પડી, મોતી જેવી તે ચોપડી ઉપાડવા જાય છે તેવી તેમાંથી એક ચીઠી નીકળી પડેલી જાઇને તે ચોંકી, પછી આશ્ચર્યની સાથે તે ચીઠી લીધી અને તેની માથે પોતાનું નામ જોઈ, તે વાંચવા લાગી. ચીઠીમાં એમ લખ્યું હતું કેઃ—

વહાલી બેન મોતી,

તારાં નાનાં કુટુંબને લગતી જે બાબતથી તું અજાણી છો, તે અંતે તુંને જણાવ્યા વિના છુટકો નથી એવું મને માલમ પડ્યાથી આ ચીઠી લખી છે, તું સમજુ છો એટલે લાંબું વર્ણન કરવાની કંઈ જરૂર નથી, માટે ટુંકમાં કહું છું કે જે દિવસે તારા પિતા ગુજરી ગયા તે દિવસે આપણાં બંને વહાણો કીંમતી માલ સુધાં ડુબી ગયાના સમાચાર આવ્યા હતા, જે સમાચાર સાંભળી વેપારીઓનું દેણું ક્યાંથી અને કેવી રીતે પતાવવું તે વિષે વિચાર કરવા મને તેણે તમારે ઘેર

બોલાવ્યો હતો. તમારે ઘેર આવ્યા પછી તારા પિતાએ જાણે તે ઘણી દલગીરીમાં હોય એવી રીતે મારી સાથે આ બાબત વિષે વાતચીત કરી હતી, તેના કહેવા પ્રમાણે મેં બધી વ્યવસ્થા કરી છે—પેઢીમાં જેટલું નાણું હતું, તે,તથા તમારાં ઘર વહેચતાં જે ઉપજયું તે બધું આપીને કરજ ફીટાડયું છે. જો આ વાતની ખબર તમને ભાઈ બેનને પડશે તો ઘણું ખરાબ પરિણામ આવશે એવું મને લાગ્યાથી મેં તમને પાણી ફેર કરવાનું બહાનું દઇ આ ઝુપડીમાં રાખ્યાં, જ્યાં હમણાં તમે સારીપેઠે રહેતાં હશો, મર્ણ વખતે તારા પિતાએ મને તમારી બંનેની સંભાળ રાખવા કહ્યું છે. આથી હું ઘણો ખુશી થાઉં છું કે પરમેશ્વરે મને, જેનું મેં ઘણા વર્ષ સૂધી લુણ ખાધું છે તેનો બદલો વાળવાની તક આપી છે, હવે જો હું મારી ફરજ બજાવવામાં પાછલ પડું તો મારા જેવો અભાગીઓ કોઇજ નહિ. માટે મારાં ઘરબાર-મારૂં થોડું ધન-અને છેવટે મારી જીંદગી જતાં પણ જો તમને સુખ થશે તો તેમ કરીશ. હાલ તો તમને બન્નેને એકલાં મુંકી હું ઘણાં જરૂરના કામ માટે પરદેશ જાઉં છું. એટલા વખતમાં તમારા બન્ને બાળકોની સંભાળ રાખવાનું કામ પરમ કૃપાળુ પરમેશ્વરને સોંપુંછું. હું એક મનુષ્ય માત્ર છું—પણ તેતો જગત્ પિતા છે—પ્રાણી માત્રના પાલણ કર્તા છે—માટે તે તમારૂં નિરાધાર બાળકોનું રક્ષણ કરશે એમાં હું કંઇ પણ શક રાખતો નથી. તોપણ વખત આવશે ત્યારે હું તુરત તમારી પાસે આવીશ. તેટલા વખતમાં પણ હું તમને મારા હૃદયમાંજ રાખીશ અને એક ક્ષણ પણ વિસારીશ નહિ. યાદ રાખજે મોતી, કે તમારૂં સુખ તે મારૂં સુખ અને તમારૂં દુઃખ એ મારૂં દુઃખ છે. હું દુનિઆના ગમે તે ભાગમાં જાઈશ તો પણ તમને ભૂલનાર નથીજ. તેટલા વખતમાં તું જેમ યોગ્ય લાગે તેમ વર્ત્તજે. બસ મોતી, આટલુંજ

લખી પરમેશ્વર પાસે પ્રાર્થના કરૂં છું કે તે તમને બન્નેને સુખમાં રાખે, અને મારા મનની ઈચ્છા પરિપૂર્ણ કરે, એજ.

લા. તમારો આજ્ઞાંકીત મુનીમ.

આ ચીઠી વાંચવાથી મોતીને પોતાની ખરી સ્થીતિ જાણવા આડો જે પડદો હતો તે ખશી ગયો. તેણે પોતાની ખરી સ્થીતિ જાણી, તથા પોતાનું રાજમહેલ જેવડું ઘર છોડી આ ઝુપડીમાં આવવાનું કારણ જાણ્યું. આ સઘળું મોતીના મનમાં એકજ વખતે આવવાથી તે મૂર્છા પામી ગઈ, અને ધબ દઇને નીચે પડી. આ ધબકારો સાંભળી માળી દોડી આવ્યો, અને મોતીને મૂર્છા પામેલી જોઇ, મૂર્છા વાળવાને ગામડીઆ ઉપાયો કર્યા. થોડી વાર પછી મોતીને શાંતી થઈ અને તે જેમ તેમ કરી બેઠી થઈ. તેના બેઠા થયા પછી માળીએ મૂર્છા આવવાનું કારણ પૂછ્યું ત્યારે તેણે બધી વાત કહી બતાવી. વાત કહી રહ્યા પછી થોડી વાર સૂધી મોતીને કંઇ સૂજ્યું નહિ. તે લાકડાંની પુતળીની પેઠે સ્થીર બેસી રહી. પાછું ઓચીંતુંજ કંઈ યાદ આવ્યું. માધવને પોતે ગોતવા જતી હતી એ સાંભર્યું. તુરતજ ઉપરા ઉપર પડેલ દુ:ખથી ઘેલા જેવી થઇ ગયેલ મોતી ઉઠી અને માધવને ગોતવા પેલાં ગામ તરફ જવા લાગી. માળી સમજુ હતો તેથી આ ટાણું વર્તી જઈ તેની પાછળ ચાલ્યો. રસ્તામાં ચાલતાં માળીએ કહ્યુ મોતી બા, બધું ગયું તે ભલે, તમે માધવ ભાઇને ગોતી કહાડો એટલે બસ. જો તે હશે તો બધુંએ મળશે. આજ આપણે માધવને જરૂર ગોતી કહાડશું. અને ઈશ્વર આપણને ગોતવામાં મદદ કરશે. ઇશ્વરનું નામ સાંભળતાંજ મોતીએ બીજા વિચારો કરવા છોડી દઇ, તેમાં પોતાનું મન લગાડયું જેથી થોડી વારમાં તે શાંત થઈ એટલામાં ગામ આવી પહોંચ્યું. પહેલાંથી મોતી પોતાને જુને ઘેર ગઈ અને માળીને તેમાં ખબર કહાડવા

મોકલ્યો. ખબર કહાડી લાવીને માળીએ કહ્યું કે તે ઘરમાં તો કોઈ બીજાં માણુસો રહે છે, અને આપણો માધવ તેઓને ઘેર નથી. આ સાંભળી નિશ્વાસ નાંખતી મોતી પોતાની સહીપણી જમનાંને ઘેર ગઇ. તેના ઘરમાં જઇ માળી ખબર કાહાડી લાવ્યો કે માધવ ત્યાં છે નહિ અને જમનાં પણ અહિયાં નથી કારણ કે તે તેને સાસરે ગઇ છે. અહિંયાથી પણ નિરાશ થતી તે આગળ ચાલી અને મોહનલાલના ઘર આગળ આવી. અહિયાં તે આવતતો નહિ પણ તેને વિચાર થયો કે ભાઇ કહેતો હતો કે તેને મોહનલાલને ઘેર બહુજ ગમે છે, માટે ઝુંપડીએ ન ગમવાથી અહિયાં ભાગી આવ્યો હોય તો ? આવા વિચારથી તેણે મોહનલાલના ઘર આગળ આવી માળીને અંદર માધવ વિષે પૂછવા મોકલ્યો. તેના ગયા પછી મોતીને વિચાર થયો કે જો આ વખતે મોહનલાલ હોય તો માધવને ગોતવામાં ઘણુંજ સહેલ પડે. આવો વિચાર આવતાંજ હરીદાસ શેઠે લગ્ન વિષેની કરેલી વાત યાદ આવી. વાત યાદ આવતાંજ આજ દિન સૂધી દબાવી રાખેલ મન ઉછાળા મારવા લાગ્યું. મોહનલાલને એકજ વખતે દૃષ્ટિએથી જોઈ સંતોષ પામવા ઇચ્છા થઇ. આ ઇચ્છા થતાંજ ચતુર બાળા થતા વિકારો ચેતી ગઇ અને મનને દાબી રાખ્યું. જે માણુસની સાથે સંબંધ નહિ તે માણુસ માટે કંઇપણ વિચારો કરવા અયોગ્ય લાગ્યા, જેથી તે એકદમ દાબી દીધા, અને બાળક મનને સમજાવ્યું કે જોવાથી શું છે ? માત્ર તે સુખી હોય એટલે બસ. તે આવા વિચાર કરતી હતી તેટલામાં માળી આવ્યો અને બોલ્યો કે મોતી બેન, માધવ અહિયાં પણ છે નહિ. મેં ઘરમાં જઇ મોહનલાલની માને પૂછ્યું કે મોહનલાલ પાસે માધવ આવ્યો છે ? ત્યારે તેણે જવાબ દીધો કે મોહનલાલ તો છ મહિના થયા ક્યાંક ગયેલ છે અને તેનો કંઇપણ પત્તો નથી. અમને તેની ઘણી

ચીંતા થાય છે. તમને જો તેની કંઇ ખબર હોય તે. કહો. ત્યારે મેં કહ્યું કે મને મોહનલાલની કંઈ ખબર નથી, હું તો માધવ ખોવાઇ ગયો છે તેની ખબર કહાડવા આવ્યો છું. એટલું કહીને હું આ-વતો રહ્યો. આ ખબર સાંભળીને મોતીના હૃદયમાં જાણે કંઈ જ-ખમ થયો હોય એવું થયું. થોડીવાર સૂધી તો તે મૂંગીજ બની ગઈ. પછી થોડીવારે નિશાસો મૂંકી ગામ બહાર થઇ પોતાની ઝુ-પડીએ જવાનો રસ્તો પકડ્યો. રસ્તામાં ચાલતાં ચાલતાં વિચાર થાય કે મોહનલાલ કયાં ગયા હશે ? શા માટે ગયા હશે ? કોઇ ગામ જતાં રસ્તામાં કંઇ હરકત તો નહિ થઇ હોય ? હા, વખતે એમજ હશે, નહિ તો તે પોતાને ઘેર કાગળ પત્ર લખ્યાવિના કેમ રહે ? ગમે તેમ હો, તોપણ તે ઇશ્વર કૃપાથી સુખમાં રહે એટલે બસ. આવા વિચાર કરતાં વળી એક વિચાર આવી ગયો કે તે શું કંઈ કામ માટે તો નહિ ગયા હોય ? ભલે, તેમ હોય તો પણ હું ખુશી છું. ગમે તેમ કરતાં પણ જો તે સુખી થતા હોય તો બસ છે. આટલો વિચાર કરી તે અટકી અને વિચારવા લાગી કે મોહનલાલ માટે કંઇપણ વિચાર ન કરવા ના મેં ઠરાવ કર્યો છે, છતાં તેના વિચારો મારા મગજમાં કેમ આવ્યા ? આ પ્રશ્નનો જવાબ તે આપી શકી નહિ. હૃદયના ગૂઢ સંબંધે કુદરતી નીયમોનો અનાદર કરી તેને જવાબ આપવાનું યોગ્ય ન ધાર્યું. આથી તુરતજ કુમારી-કાએ અયોગ્ય વિચારો કરવા બંધ કર્યા. આથી થોડીવાર કંઇ સુઝયું નહિ, થોડીવાર કંઇ સમજાયું નહિ અને થોડીવાર શૂન્ય હૃદય જેવી બની રહી. અંતે સ્મર્ણ શકિતમાંથી ખસી ગયેલ માધવ પાછો યાદ આવ્યો. તુરતજ પાછુંવાળી જોયું અને માળી આવતો હતો તેને બો લાવી પૂછયું કે હવે માધવને કયાં ગોતશું ? આ સાંભળી માળીએ જ-વાબ આપ્યો કે બેન, હમણાં સાંઝ પડવા આવી છે. તમે સવારનું કંઇ

પણ ખાધું નથી માટે હમણાં ઘેર જઇ ઘરની ખબર કહાડીએ અને ખાઇપી આજનો થાક ઉતારી કાલે સવારે પાછાં શોધ કરવા પાસેના ગામડાંઓમાં જઇએં. આ રસ્તો મોતીને પણ વાજબી લાગ્યો તેથી તેઓ પોતાની ઝુપડીએ ગયાં. ત્યાં ગયાં તોપણ મોહનલાલ વિષેના વિચારોએ મોતીના કુમળા મગજ ઉપર વારંવાર હુમલાઓ કર્યા, પણ મનને નિયમમાં રાખનાર મોતીએ પોતાનું મન ઇશ્વરમાં પરોવી સઘળા હુમલા પાછા વાળ્યા. આ વખતે સાંઝ પડી ગઇ હતી, તેથી મોતીએ થોડી વારમાં રસોઇ કરી નાંખી રસોઈ કર્યા પછી જે ભાવ્યું તે ખાધું અને બાકીનું વધેલું માળીને આપી દીધું. એમ કરતાં રાત પડી ત્યારે તેઓ સુઇ ગયાં. મોતીને ઉંઘ ન હોતી આવતી તેથી તેણે આખી રાત ઇશ્વરપ્રાર્થનાની ચોપડી વાંચ્યા કરી. પછી જ્યારે સવાર પડયું ત્યારે તેણે માળીને આસપાસનાં ગામડાંઓમાં માધવની શોધ કરવા મોકલ્યો. અને મોતી પોતે હવે માધવ નજડે તો શું કરવું તેના વિચાર કરવા મંડી. વિચાર કરતાં કરતાં એવો ઠરાવ થયો જે જો આ છેલ્લી વખતે પણ માધવ ન જડે તો પછી જમનાં પાસે જવું, અને ત્યાં જઈ માધવની વધારે શોધ કરાવવી, અને થોડા દિવસ ત્યાં રહી શું કરવું અને શું ન કરવું તેનો તેની સાથે વિચાર કરી પાછું અહિયાં આવવું. તેણે આવો ઠરાવ કરી તે દિવસે રાતેજ માળી આવે કે ઉપડી જવું એવો વિચાર કર્યો. પછી જ્યારે સાંઝ પડી ત્યારે નિરાશ થતો માળી પાછો આવ્યો ત્યારે તેને મોતીએ એમ કહ્યું જે તું ગામમાં જઈ એક ગાડું ભાડે કરી આવ. આજે સાંજેજ આપણે જમનાંને ગામ જવાના છીએ. આ સાંભળી માળીએ કહ્યું જે બેન, આપણે રાતની રાત અહિયાંજ ગાળી સવારે નીકળીએ તો કેમ? મોતીને આ કહેવું ખરૂં લાગ્યું કારણકે

રાતના નીકળવું એ જોખમકારક હતું; પછી જ્યારે સવાર પડયું ત્યારે પુંજીઓ ગાડું કરી લાવ્યો. ખાઈપી, જરૂરની વસ્તુઓ સાથે લઈ પુંજીઓ અને મોતી ગાડાંમાં ચડી બેઠાં. જમનાંનું ગામ અહિઆંથી ત્રીશેક ગાઉ દૂર હતું તેથી ત્યાં પહોંચતાં બે દિવસ લાગતા હતા. જેથી એક રાત રસ્તામાં ગાળવી પડતી હતી, અને બીજી રાતે ત્યાં પહોંચી જવાતું હતું. આથી મોતીએ સાથે થોડું ભાતું પણ લીધું હતું. પછી ગાડાંને ચાલતાં ચાલતાં અગ્યારેક વાગ્યા ત્યારે એક મ્હોટી નદી આવી. આ નદીના એક કીનારા સાથે વડનું વિશાળ ઝાડ હતું. જેની શીતળ છાયા નીચે ગાડું છોડી નાખ્યું અને બધાં ટીમણ કરવા નીચે ઉતર્યાં. મોતી નીચે ઉતરી નદીએ જઇ નાહી ધોઇ ચોખું પાણી ભરી લાવી; પછી થોડું પોતે ખાધું તથા ગાડાંવાળા ને તથા પુંજીયા માળીને પણ આપ્યું. ખાઈ રહ્યા પછી તેઓ જરા વાર સુતાં અને પછી જ્યારે તડકાનું જોર નરમ પડયું ત્યારે પાછું ગાડું જોડયું. પથરાવાળા જમીનમાં ચાલતાં બળદોની ખરીના થતા અવાજો, અને પથરા સાથે પૈડાંઓ અથડાવાથી થતા ખડખડ ભડભડના કઠોર અવાજો કાન ઉપર પડતાં પડતાં ઠેઠ સાંઝ પડવા આવી. પશ્ચીમ દીશામાં આકાશ અને પૃથ્વિની વચ્ચે લટકતો સૂર્ય વધારે ને વધારે નીચે જવા લાગ્યો સૂર્યનો ભય મટી જવાથી અંધારૂં આસ્તે આસ્તે બધી દીશાઓમાં પોતાનું જોર ફેલાવવા લાગ્યું. આ વખતે આપણી મોતીવાળું ગાડું ચારે બાજુ નાની ડુંગરાઓની ટેકરીઓની વચ્ચેથી પોતાનો રસ્તો કાપતું હતું. મોતી ગાડાંમાં બેઠી હતી, માળી ગાડાંની પાછળ હાથમાં મ્હોટી ડાંગ લઇ ચાલ્યો આવતો હતો, અને ગાડાંવાળો હાથમાં નાની સરખી લાકડી લઇ ડચડચ કરતો બળદોને હાંકતો હતો. આ ભયંકર જગાથી સામેનું ગામડું બેએક ગાઉ દૂર હતું. આ વખતે ઘણે દૂર ખદડક ખદડક થતા

ઘોડાઓનાં દોડવાના અવાજો સંભળાયા. આ અવાજો પહેલાં મોતીના સાંભળવામાં આવ્યા જેથી તે ગાડાંવાળાને આ શાના અવાજ થાય છે, અને કોણ આવે છે તે પૂછવા લાગી. એટલામાં ચાર જણાઓ પૂર વેગથી ઘોડા દોડાવતા ગાડાંની પાસે આવી ચઢ્યા, અને પાંચમો જણ ગાડાંની પાછળ ચાલતા પુંજીઆની પાછળ ગયો. આ લોકો કોણ હતા તે તેઓના પોશાક ઉપરથીજ માલમ પડી આવતું હતું. તેઓએ આખું માથું ઢંકાઈ જાય તેવી રીતે પાઘડીઓ પહેરી હતી, મ્હોડાં ન દેખાય તેટલા માટે બોકાના બીડ્યાં હતાં, આખે ડીલે કાળો પોશાક પહેરી લીધો હતો. કડે એકેકી કટાર, તથા ચામડાના નાના ડબામાં સાત અવાજી પીસ્તોલ, અને હાથમાં એકેકી નાગી તરવાર હતી. માળીએ તો છેટેથીજ ચોર કાકાને જોઇ પોતાની ડાંગ નીચે ધુળમાં દાટી દીધી અને જેવો તે પાસે આવ્યો તેવોજ છેટેથી જાણે કોઈ બીજાં માણસો આવતાં હોય તેમ જોવા લાગ્યો. ચોરકાકાને માળીને પાછળ જોતો જોઈ વિચાર થયો કે, જેમ આ માળી ગાડાંથી દૂર છે તેમ બીજાં કોઇ માણસો પણ દૂર તો નહિ હોય? આવા વિચારથી તે હાથમાં નાગી તલવાર સોત પાછળ નીહાળીને જોવા લાગ્યો. આ લાગ જોઇ પુંજીઆએ તો પોતાની બે વામ લાંબી ડાંગ ધુળમાંથી ઝપટભેર ખેંચી કહાડી અને લુંટારાના જે હાથમાં તલવાર હતી તે હાથનાં કાંડાં ઉપર તથા વાંસામાં એવી તો ઝાપટી કે, તેના હાથમાંથી તલવાર ગાઉ એક ઉડી પડી અને તે ભાંગેલે હાથે બેભાન થઇ ઘોડાની નીચે આવી પડ્યો. તુરતજ પેલી તલવાર લઇ, ઘોડા ઉપર બેસી પુંજીઓ તો પોબારા ગણી ગયો. બીજા ચોરો આ તમાસો જોઇ તેની પાછળ દોડ્યા પણ પુંજીઓ જાતે ચોરનો ભાઈ એટલે એવે ઠેકાણે ગેપ થઇ ગયો કે, તેઓના હાથમાં આવ્યો નહિ. આથી જરા બીહીતા

તોપણ વધારે ગુસ્સો કરતા તેઓ ગાડાં આગળ પેલા ઘાએલ થએલા ચોરને ઉંચકીને આવ્યા અને ગાડીવાનને ખૂબ માર મારી ગાડીનાં ચાક સાથે બાંધ્યો. અને પછી શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા. એક કહે કે, આ બન્ને જણાને પુરાં કરીએ. ત્યારે બીજો કહે કે, ના એમ નહિ, ગાડીવાળાનું આપણે કંઇ કામ નથી પણ આ બાઈડીને આપડે ઘેર ઉપાડી જઇએ, જેથી તે રોટલા ઓટલા પકવવામાં કામ આવે. આ વિચાર બધાને પસંદ પડયો, તેથી છાતીફાટ રડતી મોતીને એક જણાએ પોતાના ઘોડા ઉપર ઉપાડી લીધી. અને પછી ગાડીવાળો તેઓ કયાં ગયા તે ન દેખે તેટલા માટે તેઓએ તેની આંખે પાટા બાંધ્યા અને પછી પોતાના રેહેઠાણ તરફ ઘોડા તગડાવતા દોડી ગયા. મોતી ઘોડા ઉપર બેઠી બેઠી પોકેપોક મૂકીને રોતી હતી, છાતી કુટતી હતી, અને ઘોડા ઉપરથી કુદી પડી જીવ કહાડી નાખવાની કોશેશ કરતી હતી. ખરેખર હવે અનાથ મોતી માથે દુઃખની સીમા રહી નહી. આ થોડા વખતમાંજ આ બાળીકા માથે જે જે કષ્ટો પડયાં તે સર્વ જોઇ પથ્થર જેવી છાતીવાળા મનુષ્યની છાતી પીગળી ગયા વિના રહે નહિ. કારણ કે હજુ તો જ્યારે તે પિતૃમર્ણના શોકમાં હતી, તેટલામાં ઘર છોડી ઝુપડીમાં રહેવા જવું પડયું ત્યાં પણ જેમ તેમ કરી માધવમાંજ પોતાનાં સુખ દુઃખની આશા રાખી પોતાના દિવસો ગાળતી હતી, ત્યાંપણ વળી વાંસે લાગેલાં નશીબે તેને કહેવાતાં સુખમાં રહેવા દીધી નહિ. માધવ ખોવાઈ ગયો જે દુઃખથી મોતી ઘેલી જેવી થઈ ગઈ હતી તેમાં વળી મોહનલાલ વિષેના સમાચારની ખબર મળતાં હૃદયમાં છુપો રહેલો અગ્ની બળવા માંડયો હતો. આટલાં દુઃખો દેવા છતાં પણ ક્રુર વિધાતાને આ નિરાધાર કુમારીકાની દયા આવી નહિ તેથી આ અઘોર અરણ્યમાં લુંટારાઓથી પકડાતી તેને અટકાવી નહિ.

હજી પણ તેને કોણ જાણે કેટલાં કેટલાં દુઃખો ભોગવવાં પડશે એવા વિચારથી મોતી ઉપર કહેલા જીવ કહાડી નાંખવાના વિચારો કરતી હતી. વિચારો કરતાં કરતાં માત્ર ઈશ્વરમાંજ ભરોંસો રાખવો વાજબી લાગ્યો અને દુઃખ વખતે ધૈર્ય રાખવું એ યાદ આવ્યાથી તે મનમાં મનમાં ઇશ્વરની ભક્તી કરવા માંડી. એમ કરતાં પવનવેગી ઘોડાઓ કેટલીક ઉંડીઉંડી ખીણો વટાવી, કેટલાક ડુંગરોની ટેકરીઓ વટાવી, કેટલાંક, નદી નહાળાંઓ વટાવી, કેટલાંક ભયંકર અને ગીચ ઝાડીવાળાં જંગલો ઓળંગી, એક નાનાસરખા ડુંગરાની ટોચ ઉપર ચડી ગયા. ત્યાં જતાંજ સામે મહોટા મહોટા બે પથરાઓ આવ્યા. આ બે પથરાઓની વચ્ચે માત્ર એક વામનો મારગ હતો, જે મારગ ઝાડના વેલાઓથી ઢાંકી દેવામાં આવ્યો હતો. આ ઠેકાણે આવ્યા પછી બધા લુંટારાઓ ધબોધબ પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતર્યા, અને મોતીની આસપાસ વીંટાઇ ગયા. આ જોઇ તે ટોળીના ઉપરીએ હુકમ કર્યો કે એ સ્ત્રીનીપાસે કોઇએ જવું નહિ. આ હુકમ થતાંજ તેઓ ત્યાંથી ખસી ગયા, અને પોતપોતાને કામે લાગ્યા. આ વખતે રાત પડી ગઇ હતી તેથી ચારેપાસ અંધકાર ફેલાઇ ગયો હતો, તુરતજ એક જણે ચકમક ઝારી દેવતા કર્યો. અને બીજાએ એક મોટો કાકડો કરી સળગાવ્યો. ત્રીજાએ વેંત એકની લાંબી ચાવી ખેંચી કહાડી પેલી ગુફાનું ડોઢ મણીઉં તાળું ઉઘાડયું પછી બાર ઉઘાડી તેઓ અંદર દાખલ થયા. અંદર બે મોટા મોટા કોતરી કહાડેલા ઓરડાઓ હતા. તેમાંહેલા એકમાં ઉઠવા બેસવાનું અને રસોડું હતું અને બીજામાં ચોરેલું રૂપા નાણું, સોના રૂપાના દાગીના, અને તેવિના કેટલોક કીંમતી સામાનપણ ભરેલો હતો. મોતીને અહિં આવતાંજ પેલા મુખીએ રસોઇ કરવાનો હુકમ કર્યો, અને બીજાઓને પેલા ઘાએલ થએલા લુંટારાની

સાર વાર કરવાનો હુકમ કર્યો. મોતી બીચારી આ વખતે તદ્દન નીરાધાર હતી જેથી તેને પેલા ચોરના મુખીનું કહ્યું કરવું પડયું. અનેક વિચારોમાં આથડીઆં ખાતી મોતીએ રાંધવા માંડયું. તેને જે કંઇ વસ્તુઓ જોઇએ તે આપવાને પેલો લુંટારાનો સરદાર તેની પાસે બેઠો. રાંધતાં રાંધતાં પણ મોતીથી શાંત બેસાયું નહિ. માધવ, મોહનલાલ, મુનીમ અને ઘરબાર વિગેરેના સંખ્યાબંધ વિચારો મોતીના મગજ ઉપર ભમ્યા કરતા હતા. તેમાં સૌથી મ્હોટો વિચાર એ હતો કે માધવ કયાં હશે? તે શું કરતો હશે ? ભૂખ્યો હશે ? તરસ્યો હશે ? આ વિચાર મોતીના મનમાં આવવાથી તેની છાતી ભરાઇ આવી. રડવું દાબી રાખ્યું. પણ મુંગે મહોડે આંખમાંથી અશ્રુની ધારા ચાલી, આ જોઈ પેલો સરદાર જે કોણ જાણે, શાં કારણથી મોતીના મનમાં થતા વિકારો નીહાળી નીહાળીને જોતો હતો, તેનાથી આ બાળાને રોતી જોઇ રહેવાયું નહિ, તેથી તે મોતીની પાસે ગયો અને તેના કાનમાં કાંઇ બડબડયો. આ સાંભળી મોતી રોતી રહી ગઈ. તેના વિચારો ફરી ગયા. શોક થવાને બદલે આશ્ચર્ય ઉત્પન્ન થયું, એટલામાં જમવાનું તૈયાર થયું, પેલા ઘાએલને ખવરાવી બધા ખાવા બેઠા. જંગલમાં ભટકનાર આ લુંટારાઓને ફળ ફુલ અથવા તો ઘંટીના પડ જેવા પાતળા ભાખરા ખાવા મળતા, જેથી તેઓ આજ સ્વાદિષ્ટ ખાવાનું મળ્યાથી ખુશી થઇ ગયા, અને મોતીનાં વખાણ કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે આ આવી તો ઠીક થયું સારૂં સારૂં ખાવાનું તો મળશે, હવે એને આપણી ગુફામાંજ રાખશું, આ વિચાર કરતાં તેઓ ખાઈ રહ્યા, પછી જ્યારે સુવાનો વખત થયો ત્યારે પેલા સરદારના હુકમથી મોતીને પેલા ઝવેરાતવાલા ઓરડામાં સુવાડી અને પોતે બધા બહાર સુતા. મોતીને આ અજાણી જગ્યામાં ઊંઘ આવી નહિ, તેથી તે આખી રાત વિચારમાં ને વિચા-

રમાં બેસી રહી. પછી સવાર પડયું ત્યારે બધા ઉઠયા. હમેશાંની પેઠે તેઓ આજ લુંટ કરવા જવાના ન હોતા, કારણ પેલો પુંજીઓ તેઓના હાથમાંથી સહિ સલામત ભાગી ગયો હતો તેની તેઓને બીક લાગતી હતી. આ કારણથી તેઓ ગુફામાં નચિંત થઇ બેસી રહ્યા. બપોર વખતે મોતીના હાથની રસોઈ જમી તેઓ તડકો પડતો હતો તેની એક પછી એક સુઈ ગયા. પેલો લુંટારાનો સરદાર એક ખુણે ગળીને બેઠેલી મોતી તરફ ટગર ટગર જોયા કરતો હતો. મોતી તેની સામું જોયા કરતી હતી. એટલામાં ઓચીંતો કંઇ કડાકો સંભળાયો. આ સાંભળી કંઇ દગો થયો છે એમ વિચાર કરતા લુંટારાઓ ઉઠયા, દોડ્યા, અને ગાંડાંની પેઠે જેમ આવે તેમ કોઇએ તલવાર, તો કોઇએ બંદુક, તો કોઈએ પીસ્તોલ ઉંચકી લીધી અને જીવ લેવાને અથવા જીવ આપવાને તૈયાર થઇ રહ્યા. એટલામાં વીશ પચીશ માણસને હથીઆર બંધ પોતાની સામે ધસી આવતાં તેઓએ જોયાં. આ માણસો માંહેલા એકે તેઓની સામે જોઈ કહ્યું કે આવી જાઓ મેદાનમાં જો લડવાની શકિત હોય તો. નહિ તો તમારાં હથીઆર મૂંકી અમારે શરણે આવો. આ સાંભળી પેલા લુંટારાઓએ વિચાર કર્યો કે આટલાં બધાં માણસોને આપણે પુગી શકનાર નથી. આવો વિચાર કરી તેઓએ પોતાનાં હથીઆર છોડી દીધાં. તુરતજ લાંબા વખતથી કેરવતાવતા લુંટારાઓને પળ વારમાં હાથપગમાં બેડી નાંખી કેદ કર્યા, અને મોતીને એમ ને એમ સાથે લીધી. ત્યારપછી ગુફામાં તપાસ કરી, તેની ચોકી કરવા થોડા સીપાઇઓ મૂકી બધાં શહેર તરફ રવાને થયાં. ત્યાં પહોંચ્યાં ત્યારે સાંજ પડી ગઇ હતી તેથી તેઓને આખી રાત સાધારણ કેદમાં રાખી સવાર પડતાં ન્યાય કરાવવા માટે અદાલતમાં લઇ જવામાં આવ્યાં. જ્યાં વખત થયો

ત્યારે રાજા આવ્યો અને કચેરી પણ આ પ્રખ્યાત લુંટારાઓનો ચુકાદો સાંભળવાને હજારો માણસોથી ભરાઇ ગઈ હતી. રાજા આવ્યો કે તુરતજ ફોજદારે ઉભાં થઇ લુંટારાઓને કેમ પકડ્યા તેનો ટુંક હેવાલ આપ્યો. ત્યાર પછી લુંટારાઓને હુકમ થતાં તેઓએ જુબાની આપવા માંડી. પહેલાં પ્રથમ ચાર લુંટારાઓ ઉભા થયા અને બોલ્યા કે રાજા સાહેબ, અમને કોઈ બીજો ધંધો પસંદ ન પડયો તેથી અમે આ લુંટનો ધંધો પકડયો અને જે કોઈ અમારાં રહેઠાણ આગળથી જતું તેને અમે લુંટી લેતા. એમ કરતાં એક દિવસે આ માણુસ ( પાંચમા લુટારાને બતાવીને કહ્યું ) ઘોડા ઉપર બેસી ક્યાંય જતો હતો. તેને અમે લુંટવા ગયા પણ તેની પાસેથી જોઇતું નાણું ન નીકળવાથી, અમે તેને ઘોડા સુધાં પકડી ગયા અને તેને જાતથી મારી નાંખવાનો ડર આપી અમારી સાથે લુંટ પાડવામાં સામેલ કર્યો. ત્યાર પછી છ સાતેક મહિને આ બાઇ અને એક બે માણસ જતાં હતાં તેને અમે લુંટયાં. તેમાંથી એક જણ અમારા સોબતીને ડાંગવતે જખમી કરી નહાસી ગયો જેથી ગુસ્સે થઇ આ બાઇને અમે પકડી ગયા, જ્યાર પછી અમે પોતે પણ પકડાયા. આટલું બોલી તેઓ બેસી ગયા, અને પાંચમો લુંટારો ઉભો થઈ સલામ કરી બોલ્યો કે મહારાજા ધીરાજ, હું મણીપુર શહેર જે અહિંયાંથી દશેક ગાઉ દૂર છે ત્યાંનો રહેવાસી છું. હું જાતે વણીક છું. મારા બાપનું નામ હીરાલાલ અને મારૂં નામ મોહનલાલ છે. હું થોડા મહિના પહેલાં દેશાવર જવા નીકળ્યો હતો તેટલામાં આ લુંટારાઓએ મને પકડ્યો અને મોતની ધમકી આપી મને પોતાની ટોળીમાં દાખલ કર્યો. ત્યારપછી યુક્તિથી અને બુદ્ધિથી હું તેઓનો સરદાર થયો, જ્યાર પછી મને એવું લાગ્યું કે તેઓ પોતાનો આ ક્રૂર ધંધો એકદમ

છોડી દેશે નહિ તેથી તેઓને ધીમે ધીમે સમજાવીને દયાવાળા કર્યા, અને વખત જતાં મારૂં ચાલતાં સૂધી હું તેઓનો આ ધંધો મૂકાવી દેત. એમ કરતાં આ સ્ત્રીને પકડી, જો પકડવાની હું ના પાડત તો તેઓ મને પણ મારી નાંખત તેથી તેને પકડવાતો દીધી પણ તેને મેં કંઇ હરકત થવા આપી નથી, એટલા વખતમાં તો અમે પોતે પણ પકડાયા જેનો હેવાલ મારા સોબતીઓએ આપ્યો છે. પછી મોતીએ પણ ટુંકમાં પોતાનો હેવાલ જણાવી દીધો. સૌથી છેલ્લે રાજાએ ચુકાદો આપતાં કહ્યું કે આ ચાર લુંટારાઓ જેઓએ મારી રૈયતને ખૂબ દુઃખ દીધું છે તેઓને હું જનમ દેશનીકાલની સજા કરૂં છું, અને આ પાંચમો જે ખરો લુંટારો નથી તેને હું સજા કરત પણ તેણે પોતાના સોબતીઓને આ ધંધો મૂકી દેવાની શીખામણ દેવા માંડી હતી તેથી તેને જવા દઊં છું. જોકે લુંટમાં સામેલ થયો એ તેનો ગુનો છે ખરો, પણ તેને તેમ કર્યા વિના છુટકો ન હોતો કારણ કે જો તેણે નાપાડી હોત તો તેઓ તેને મારી નાંખત. પછી મોતીમાટે તેણે દલગીરી બતાવી અને પુંજીઓ માળી જે બહાર બેઠો હતો તેને કચેરીમાં બોલાવી કહ્યું કે, આ લુંટારાઓ જેઓ લાંબો વખત થયા મારી પ્રજાને રંજાડતા હતા અને કોઇથી પણ પકડાતા ન હોતા તેને તેં પકડાવી આપ્યા તેથી હું તારી ઉપર ખુશી થયો છું અને તેના બદલામાં ચોરોની ગુફામાં જે જવાહીર અને માલ છે તેનો અર્ધ ભાગ હું તુંને ઇનામ તરીકે અપાવું છું. આવી રીતનો ચુકાદો આપી રાજાએ કચેરી બરખાસ્ત કરી. મોહનલાલ મોતી અને પુંજીઓ ખુશી થતાં પોતાને ઉતારે ગયાં અને બીજે દિવસે પુંજીઆનું ઇનામ મળતાંજ તેઓ પોતાને ગામ ઉપડી ગયાં. રસ્તામાં ચાલતાં મોતીની ઝુપડી પહેલાં આવી તેથી મોતી મોહનલાલ અને

માળી બધાં ઝુંપડીએ ગયાં. ત્યાં જઇને જુવે છે તો મુનીને અને માધવને દીઠા ! ! તેઓને જોતાંજ મોતી દોડતી જઇ માધવને ગળે બાઝી પડી, અને હર્ષનાં આંસુસાથે પૂછવા લાગી કે ભાઇ, તું ક્યાં ગયો હતો ! બેનને એકલી મૂકીને જતાં તુંને કેમ ગમ્યું ? માધવ આનો જવાબ દેવા પહેલાં મોહનલાલના ખોળામાં ચડી બેઠો અને પૂછવા લાગ્યો કે તમે, બેન, તથા માળી ક્યાં ગયાં હતાં? આનો જવાબ મોહનલાલે આપ્યો નહોતો એટલામાં મોતીએ મૂનીમને પૂછ્યું કે ઓચીંતા તમે ક્યાં હતા ? આપ્રમાણે બધાંએ અરસપરસ એકજ જાતના સવાલો કર્યા. આ જોઇ મુનીમે કહ્યું કે બેટા મોતી તું રસોઇ ચડાવ. આપણે જમ્યા પછી નિરાંતે એકમેકનો વૃત્તાન્ત કહે શું. પછી જમી કરીને તેઓ વાડીમાં બેઠાં, અને માધવને મોતીએ સવાલ કરતાં તેણે જવાબ આપ્યો કે, હું બીજા છોકરાઓ સાથે બોર ખાવાને આપણાં ગામને પાદરે ગયો હતો. ત્યાં અમે બધા બોર ખાતા હતા. તેટલામાં બોરનાં ઝાડ ગોતતાં ગોતતાં હું બધા છોકરાથી આગળ નીકળી ગયો.આગળ નીકળતી વખતે તો મને કંઇ જણાયું નહિ, પણ પાછાં વળતી વખતે જે રસ્તેથી હું આવ્યો હતો તે રસ્તો ભૂલી ગયો. પછી આડું અવળું ઘણું આથડ્યો, ઘણી બુમો પાડી, તોપણ કોઇ મારી મદદે આવ્યું નહિ. પછી તો આશરે આશરે હું આપણાં ગામ તરફ વળ્યો. પણ રસ્તાની મને બીલકુલ ખબર ન હોતી તેથી હું ઘણે દૂર કોઈ બીજા રસ્તાપર નીકળ્યો. જ્યાંથી આપણું ગામ પણ દેખાતું નહોતું. આથી હું તો ગભરાઇ ગયો અને રડવા લાગ્યો. એટલામાં છેટેથી કોઇ એક ગાડું આવતું જણાયું. તેમાં જોતાં મેં જમનાંને દીઠી. તેથી હું ખુશી થતો તેની પાસે દોડી ગયો, અને બનેલી હકીકત કહી. આ સાંભળી જમનાએ કહ્યું કે તું થોડા દિવસ મારી સાથે ચાલ, પછી હું તુને તારી બેન પાસે મોકલી દઇશ. એમ કહી તેણે આ સમાચાર

તુંને કેહેવાને માણસ મોકલ્યું, અને મને પોતા સાથે લઇ ગઇ. એટલામાં થોડા દિવસ પછી મૂનીમ આવ્યા, અને મોતી ઝુપડીએ નથી માટે ખોવાઇ ગઇ હશે એમ કહી મને અહિ લઇ આવ્યા. ત્યાં તો તમે બધાં અહિ આવ્યાં. આ સાંભળી મોતીએ કહ્યું કે જમનાંએ મોકલેલું માણુસ અહિ આવ્યું નહિ, તેથી હું તુંને ખોવાઈ ગએલો ધારીને ગોતવા નીકળી. અહિઆં બધે જોઇને પછી આપણાં જુનાં શહેરમાં જોવા ગઇ તો ત્યાંપણ ક્યાંયથી તારા સમાચાર ન મળ્યા. પણ મોહનલાલને ઘેરથી ઉલટું એમ સાંભળ્યું કે તે ક્યાંક ખોવાઇ ગયા છે કારણ કે તેનો કંઈ પત્તો નથી. આ પછી માળીને સાથે લઇ હું જમનાંને ઘેર તારી શોધ કરવા માટે જવા નીકળી, જ્યાં જતાં રસ્તામાં મને લુંટારાઓ મળ્યા જેઓ મને તેઓની ગુફામાં ઉપાડી ગયા. પણ ભોગ જોગે તેઓમાં મોહનલાલ હતા, જેથી મને ત્યાં કંઇ હરકત પડી નહિ. આ સાંભળી માધવે પૂછ્યું કે મોહનલાલ, તમે લુંટનો ધંધો શા માટે કરતા હતા? તે, તથા તમે અને મોતી બેન તેઓના પંજામાંથી કેવી રીતે છુટયાં તેની તો વાત કરો? આના ઉત્તરમાં મોહનલાલે જણાવ્યું કે હું થોડા મહિના ઉપર બહાર ગામ જતો હતો. તેટલામાં મને આ લુંટારાઓ મળ્યા જેઓએ મારી પાસે એક દમડીપણ દીઠી નહિ ત્યારે તેઓ મનેજ ઉપાડી ગયા. અને મને મારી નાંખવાની ધમકી દઇ પોતાની સાથે લુંટ પાડવામાં દાખલ કર્યો. ત્યાર પછી કેટલેક દિવસે અમે મોતીને પકડી. ત્યાર પછી તેઓના પંજામાંથી અમને આ બહાદુર પુંજીઆએ છોડાવ્યાં. ખરેખર તે હુશિઆર તો ખરો, કારણ કે અમારી ગુફા કોઇને જડતી ન હોતી તે તેણે ગોતી કહાડી. આ સાંભળી માળીએ કહ્યું કે તમારી પાસેથી પેલા ચોરને જખમી કરી તેના ઘોડાપર બેસીને હું નહાઠો તેની તો તમને ખબર છે; ત્યાર પછી પેલા રાજાના દરબારમાં ગયો અને આ બીના

તેને કહી. ત્યારે તેણે મને કહ્યું કે મેં એ લુટારાઓ માટે ઘણી ઘણી શોધ કરાવી, પણ તેઓ હાથમાં નથી આવતા માટે જો તમે ગોતી આપશો તો તમને હું મોટું ઇનામ આપીશ. ત્યારે બંદાએ યુક્તિ લગાવી કે જે ઘોડો હું ચોરો પાસેથી ઉપાડી લાવ્યો હતો, તેને છુટો મૂકી દીધો, અને રાજાના માણસોને કહ્યું કે તમે આ ઘોડાની પાછળ પાછળ જાઓ એટલે તમને ચોરોનું રહેઠાણ મળશે. તેઓએ તેમ કર્યું એટલે ચોરો તુરત પકડાયા. માગીની આ યુક્ત સાંભળી બધાં ખુશી થયાં અને ચોરોના પંજામાંથી તેઓને છોડાવ્યાં માટે તેનો ઉપકાર માન્યો. આ બધાના વૃત્તાન્ત કહેવાઇ રહ્યા પછી મુનીમનો વારો આવ્યો ત્યારે તે બોલ્યો કે મોતી બેન. હું તમારી પાસેથી ગયો ત્યાર પછી થોડે દિવસે લીલાપુર જવા નિકળ્યો. ત્યાં જતાં રસ્તામાં હું પણ લુંટાયો. પછી જેમ તેમ કરતાં હું લીલાપુર પહોંચ્યો ત્યાં ગયો કે તુરત મારી પાસે એકજણ આવ્યો, અને બોલ્યો કે હું મોહનલાલનો મિત્ર છું એમ કહી તે, મારી ખૂબ બરદાસ્ત ચાકરી કરવા લાગ્યો, અને થોડા દિવસ પછી મને કોઈ વેપારીને ત્યાં નોકરી રખાવી આપ્યો. મોતી બેન, મેં જાણ્યુ કે તમારી પાસે ખરચ ખુટી ગયો હશે પણ મારી પાસે ફુટી બદામ પણ નહોતી તે ક્યાંથી મોકલું ? આ સાંભળી મોતીએ કહ્યું જૂઠું શું બોલો છો? તમે મને રૂપિઆ તો ટપાલ મા-મારફતે મોકલ્યા હતા. આ સાંભળી મુનીમે, જરા અચકાતો હોય એમ મોહનલાલ સામું જોઇ કહ્યું કે બેન, સાચું કહું તો મોહનલા-લના કહેવાથી તેના મિત્રે મારા નામથી તે રૂપિઆ મોકલ્યા હતા. આ સાંભળી મોતી સાનંદાશ્ચર્યથી મોહનલાલ સામું જોઈ રહી. અને તેનો ઉપકાર માનવા લાગી, ત્યારે મોહનલાલે કહ્યું કે તમારા મુનીમ પાસે હું શા લેખામાં? તેણે શું કર્યું છે તેની તમને ખબર

છે? જુઓ સાંભળો, જ્યારે તમારા પિતા ગુજરી ગયા ત્યારે તમારી માથે વેપારીઓનું દેણું બહુ હતું, જે તમારાં ઘરબાર વહેંચતાં પણ પુરૂં થયું નહિ, ત્યારે મુનીમે પોતાની મીલકત વહેંચી નાખી દેણું પુરૂં ભર્યું, અને તમારે વાસ્તે આ ઝુપડી પણ તેમાંથીજ ખરીદી. આ સાંભળી કેનો ઉપકાર માનવો અને કેનો ન માનવો તેના વિચારમાં મોતી પડી. અંતે મોહનલાલ અને મુનીમનો બંનેનો ઉપકાર મનાયો. આવી રીતે તેઓ બધાં એક બીજાનાં સુખ દુઃખની વાતોમાં પડ્યાં હતા એટલામાં કોઇએ કોટડીનું બારણું ઠોક્યું. બાર ઉઘડતાં જમનાંને અંદર આવતી જોઈ બધાં આશ્ચર્ય પામ્યાં. તેઓને અચંબો પામતાં જોઇ જમનાં બોલી કે મુનીમે મને મોતી ક્યાંક ખોવાઇ ગઇ છે એવા સમાચાર કહ્યા હતા, તેથી હું આજ ખબર કહાડવા આવી છું. આ પછી બંને બેનપણીઓ આનંદની સાથે એક બીજાંને ભેટી, અને બધાંને આનંદ આનંદ થઇ રહ્યો. આ વખતે જમનાં બોલી કે જ્યારે આપણે આટલા આનંદમાં છીએ ત્યારે વધારે આનંદ થાય એવું હું ઇચ્છુછું માટે જો મોતી અને મોહનલાલનાં–આ સાંભળી મુનીમ બોલ્યાકે વાહ વાહ, ઠીક યાદ દેવરાવ્યું મોતીના પિતાની પણ આવીજ ઈચ્છા હતી, અને મારીપણ એવીજ ઇચ્છા છે. એટલામાં માધવ બોલ્યો કે હા હા, બેનનાં લગ્ન મોહનલાલ સાથે કરવાં જોઇએ. મને તે બહુજ ગમે છે. આ સાંભળી મોતી અને મોહનલાલ શરમથી નીચું જોઇ રહ્યાં. તુરતજ મુનીમે બધાંને સાથે લઇ ગામમાં જવાનો ઠરાવ કર્યો, અને મોહનલાલ મળ્યા છે એવા સમાચાર તેને ઘેર તુરતજ મોકલાવી દીધા. પછી બીજે દિવસે તેઓ જવાની તૈયારી કરવા લાગ્યાં, એટલામાં માળી આવ્યો અને કહેવા લાગ્યો કે મોતા બેન, મને રાજાએ જે ઇનામ આપ્યું છે તે હું તમને આપી દઉંછું, મારે તેટલાં બધાં ધનની કંઇ જરૂર

નથી. મોતીએ તે લેવાની ના પાડી પણ માળીએ ઘણીજ હઠ કરી ત્યારે મુનીમના કહ્યાથી અરધું ઇનામ લીધું, જેમાં ઝવેરાત તથા કીંમતી પોશાકો મળી ઘણા રૂપિઆનો માલ હતો. અહિંથી તેઓ ગામમાં ગયાં જ્યાં મોહનલાલના મા બાપોએ લગ્નની તૈયારી કરવા માંડેલી હતી. પહેલાંથી જ્યારે મોતીના બાપા હરીદાસ જીવતા ત્યારે તેઓએ તેના ધન સામું જોઇને લગ્નની હા પાડેલી હતી. પછી તે ગુજરી ગયા ત્યારે મોતીને ગરીબ થએલી જાણીને મોહનલાલને તેની સાથે લગ્ન કરવાની ચોખ્ખી ના પાડી હતી. હવે જ્યારે મોતી-પાસે પાછો પૈસો આવ્યો, ત્યારે વળી લગ્નની ધામધુમ કરવા માંડી. શું અજ્ઞાન્ માબાપોના વિચાર ! આવી રીતે ધામ ધુમથી મોતીના લગ્ન થયાં. મુનીમ અને માધવ તે જોઇને ઘણા ખુશી થયા. માત્ર ખુશીમાં પાંતી લેવાને હરીદાસ શેઠની ઓછ હતી. તોપણ અતે હરીદાસ શેઠે કહ્યું હતું કે આપણે મોહનલાલને આપણા સગા કરશું તે કહેલું સાચું પડયું વળી માધવને મોહનલાલને ત્યાં રહેવાનું મન હતું તેપણ દૈવ ઇચ્છાથી ખરૂં પડયું. એવી રીતે ઘણું ઘણાં દુઃખો ભોગવીને ભાઇ બેન બંને સુખમાં દિવસો ગાળવા લાગ્યાં, એમ કરતાં જ્યારે માધવ યોગ્ય ઉમરનો થયો ત્યારે તેનાંપણ લગ્ન કર્યા, પછી મોતીને જે ધન માળીએ આપ્યું હતું તેમાંથી થોડું લઇ માધવ વેપાર કરવા લાગ્યો અને બાપાનો મુનિમ તે તેનો પણ પ્રમાણીક મુનીમ થઈને રહ્યો. જોઇ ઇશ્વરની લીલા ! !

## ઉત્તરદર્શન.

આ વાત વંચાઇ રહ્યા પછી વસંતરાયે પોતાનાં છોકરાંઓને પૂછયું કે, આ વાત આપણે દર રાત્રે થોડી થોડી વાંચી માટે તે આખી તમને યાદ છે કે, ભૂલી ગયાં? આ સાંભળી છોકરાંઓ

બોલ્યાં કે હા બાપા, અમને આ વાત યાદ છે. પણ હવે તેમાંથી લેવા લાયક શીખામણ આપો. ત્યારે વસંતરાયે કહ્યું કે, આ વાતની શીખામણ તો તે વાંચતી વખતેજ ધ્યાનમાં આવે તેમ છે. તો પણ ટુંકમાં કહુ તે સાંભળો. આ વાતમાં પહેલું બેનને ભાઈ માટે કહેલું હેત હતું તે જણાઇ આવે છે. બીજું જો પ્રમાણીક મુનીમ હતો તો ભાઇ બેનની કેટલી બરદાસ્ત કરી, અને તેમ કરવામાં પોતાનાં ઘરબારનો પણ ભોગ આપ્યો. ધન્ય છે તેવા પ્રમાણીક મુનીમને. અને ત્રીજું માલમ પડે છે તે એ છે કે, મોતીને માટે મોહનલાલને કેટલો પ્રેમ હતો. તેણે મોતીના મુનીમની ખરાબ હાલત જોઇ તેને મદદ કરી., તથા મોતી ન જાણે તેમ તેને પણ મદદ કરી. મદદ કરી એટલુંજ નહિ, પણ પાછી પોતે મદદ કરી છે, એવું જણાવતો પણ નથી. જણાવવાની ઈચ્છા પણ રાખતો નથી, માત્ર મુનીમ વાત કરેછે ત્યારેજ તેની ખબર પડે છે, સાબાશ છે એવા પ્રેમી માણસને. પણ અલ્યાં છોકરાંઓ આ બધી વાર્તા વાંચી અને તેમાંથી શીખામણો લીધી તે પ્રમાણે તમે વર્તશો? છોકરાંઓ બોલ્યાં કે હા, અમ તમે જે જે શીખામણો આપી છે તે પ્રમાણે વર્તશું. બાપા બોલ્યા કે ઠીક છે ત્યારે તમે અને બીજાં છોકરાંઓ આ વાર્તાઓ વાંચી અથવા સાંભળી તે પ્રમાણે વર્તી, આ સંસારમાં સુખી થાઓ એવી મારી પરંકૃપાળુ પરમેશ્વર પ્રત્યે પ્રાર્થના છે તથાસ્તુ.

સમાપ્ત.

# પ્રથમથી આશ્રય આપનાર ગૃહસ્થોનાં નામનું પત્રક.

| મુંબઈ. | પ્રતી. |
|---|---|
| શેઠ તુલસીદાસ કેશવદાસ, પ્રેસીડેન્ટ, લાર્ડ રે ક્લબ. ... ... | ૫૦ |
| શેઠ ત્રીભોવનદાસ જાદવજી. ... ... ... ... ... | ૨૫ |
| શેઠ એક મિત્ર ... ... ... ... ... ... ... | ૧૦ |
| શેઠ પ્રાણજીવનદાસ કલ્યાણદાસ ... ... ... ... ... | ૧૦ |
| શેઠ પ્રાણજીવનદાસ લક્ષ્મિદાસ ... ... ... ... ... | ૮ |
| શેઠ ઇબ્રાહીમ રેહમ્તુલા ... ... ... ... ... ... | ૫ |
| શેઠ સોરાબજી શાપુરજી બંગાલી... ... ... ... ... | ૫ |
| શેઠ રૂઘનાથજી તારાચંદ ... ... ... ... ... ... | ૫ |
| શેઠ ગોર્ધનદાશ મોરારજી.... ... ... ... ... ... | ૫ |
| શેઠ ધરમશી નારણજી...... ... ... ... ... ... | ૫ |
| શેઠ મગનલાલ કુરજી... ... ... ... ... ... ... | ૫ |
| શેઠ જીવનદાસ નથુભાઇ... ... ... ... ... ... | ૫ |
| શેઠ અબદુલ કાદર અબદુલ તૈયદ સ્ટુડન્ટ ... ... ... | ૪ |
| શેઠ લક્ષ્મીદાશ દુવારકાદાસ સ્ટુડન્ટ ... ... ... ... | ૪ |
| મી. જી. પી. કાપડીઆ સ્ટુડન્ટ ... ... ... ... ... | ૪ |
| શેઠ ધરમદાસ ભગવાનદાસ સ્ટુડન્ટ. ... ... ... ... | ૪ |
| શેઠ ત્રીકમદાસ પ્રેમજી સ્ટુડન્ટ ... ... ... ... ... | ૪ |
| શેઠ દેવીદાશ હરીવલ્લભદાસ ઝવેરી ... ... ... ... | ૩ |
| શેઠ કાળીદાસ વીરચંદ. ... ... ... ... ... ... | ૨ |
| શેઠ ઠાકરસી હરજીવન ... ... ... ... ... ... | ૨ |
| શેઠ હરીદાસ... ... ... ... ... ... ... ... | ૨ |

| | |
|---|---|
| શેઠ હોરમસજી દીનશાજી સ્ટુડન્ટ. ... ... ... ... | ૨ |
| શેઠ કાશીદાસ ભોગીલાલ સ્ટુડન્ટ... ... ... ... ... | ૨ |
| શેઠ ગણપતરાવ કેશવરાવ સ્ટુડન્ટ. ... ... ... ... | ૨ |
| શેઠ જમશેદજી ખરશેદજી બંગાલી ... ... ... ... | ૨ |
| શેઠ ત્રીકમદાસ પરસોત્તમ સ્ટુડન્ટ. ... ... ... ... | ૨ |
| શેઠ કરસનદાસ મુળજી સ્ટુડન્ટ... ... ... ... ... | ૨ |
| શેઠ પ્રેમજી હાકરશી સ્ટુડન્ટ... ... ... ... ... ... | ૨ |
| શેઠ શામજી કલ્યાણજી સ્ટુડન્ટ... ... ... ... ... | ૨ |
| શેઠ હરીદાસ માવજી સ્ટુડન્ટ... ... ... ... ... | ૨ |
| મી. ફ્રેન્ડ ... ... ... ... ... ... ... ... | ૨ |
| મી. મોતીલાલ દવે સ્ટુડન્ટ. ... ... ... ... ... | ૨ |
| મી. મુળજી દેવજી વેદાન્ત સ્ટુડન્ટ ... ... ... ... | ૧ |
| મી. ડી. ઍમ. ઉપાધ્યાય સ્ટુડન્ટ ... ... ... ... | ૧ |
| મી. ઍચ. ડી. મહેતા સ્ટુડન્ટ ... ... ... ... ... | ૧ |
| મી. પરભુદાસ લાલદાસ ઢોન્ડી સ્ટુડન્ટ... ... ... ... | ૧ |
| મી. મોરેશ્વર રામચંદ્ર ... ... ... ... ... ... | ૧ |
| મી. નુરુદ્દીન મુસાજી સ્ટુડન્ટ ... ... ... ... ... | ૧ |
| મી. જન્મુખરામ કૃષ્ણમુખરામ... ... ... ... ... | ૧ |
| મી. નરશીલાલ હરજીવનદાશ કલાર્ક ... ... ... ... | ૧ |
| મી. મથુરાદાસ ગોપાળજી વિદ્યાર્થી ... ... ... ... | ૧ |
| મી. અમુલખ મલુકચંદ સ્ટુડન્ટ ... ... ... ... | ૧ |
| મી. કહાનજી કરસનદાસ સ્ટુડન્ટ ... ... ... ... | ૧ |
| મી. દેવીદાસ માંવજી સ્ટુડન્ટ... ... ... ... ... | ૧ |
| મી. નારણદાસ કહાનજી સ્ટુડન્ટ ... ... ... ... | ૧ |
| મી. મથુરાદાસ ગોકલદાસ કાપડીઆ સ્ટુડન્ટ ... ... ... | ૧ |

શેઠ. જેશંકર આનંદરામ... ... ... ... ... ... ૧
શેઠ. ભીમજી કપુરચંદ. ... ... ... ... ... ... ૧
શેઠ. વહાલજી ખીમજી. ... ... ... ... ... ... ૧
ભાઇ. માધવજી સુંદરજી. ... ... ... ... ... ... ૧
ભાઇ. હરીશંકર સુંદરજી.... ... ... ... ... ... ૧
શેઠ. ભાણજી કાળીદાસ. ... ... ... ... ... ... ૧
શેઠ. ગોવીંદજી માધવજી.... ... ... ... ... ... ૧
શેઠ. ચત્રભોજ પદમશી. ... ... ... ... ... ... ૧
શેઠ. જેઠાભાઇ રણછોડદાસ, ... ... ... ... ... ૧
શેઠ. કુબેરદાસ મુળજી. ... ... ... ... ... ... ૧
શેઠ. કરીમ નેણશી. ... ... ... ... ... ... ૧
સોની. કુબેરદાસ નાનજી.... ... ... ... ... ... ૧
શેઠ. આશર પરશોત્તમ.... ... ... ... ... ... ૧
માસ્તર. મોતીલાલ પીતાંબર. ... ... ... ... ... ૧
માસ્તર. ધરમશી પીતાંબર. ... ... ... ... ... ૧
શેઠ. લક્ષ્મિદાસ જેઠાભાઇ... ... ... ... ... ... ૧
શેઠ ઓધવજી અમરશી.... ... ... ... ... ... ૧
સોની શેશકરણ ધરમશી ... ... ... ... ... ... ૧
મી. ગોર્ધનદાસ ભાણજી... ... ... ... ... ... ૧
ભાવસાર નારાણભાઇ દયારામ... ... ... ... ... ૧
મી. પીરોજશા દીનશા મુકાદમ ... ... ... ... ... ૧
મી. શાપુરજી આદરજી મીસ્ત્રી.... ... ... ... ... ૧
ભાઈ. કેશવજી ... ... ... ... ... ... ... ૧
શેઠ રણછોડદાસ રવજી... ... ... ... ... ... ૧
શેઠ જમનાદાસ તુળશીદાસ ... ... ... ... ... ૧

મી. માધવરાવ શીવશંકર સ્ટુડન્ટ ... ... ... ... ૧
મી. દેવીદાસ મોરારજી સ્ટુડન્ટ ... ... ... ... ... ૧
મી. મુળચંદ કાલીદાસ ... ... ... ... ... ... ૧
શેઠ ગોવરધનદાસ રણછોડદાસ... ... ... ... ... ૧
શેઠ રવજી જગજીવન...... ... ... ... ... ... ૧
શેઠ કાલીદાસ સુંદરજી..... ... ... ... ... ... ૧
શેઠ નસરવાનજી રૂસ્તમજી વાછા પ્રોપાઈટર લાર્ડ રીપન લકબ ૧
બાબુ ભીમજી કરસનદાસ... ... ... ... ... ... ૧
કોન્ટેકટર-પી-બી રેલવે ભૂતિંદા ... ... ... ... ... ૧
કુમાર શ્રી હમીરસિંગજી વીરપુરવાળા ... ... ... ... ૧
ઇશ્વરલાલ અમરજી કચ્છી જુનાગડ ... ... ... ... ૧
ભાણુજી કાળીદાસ... ... ... ... ... ... ... ૧
સીવનારાયણ પસારી ... ... ... ... ... ... ૧
કલ્યાણજી ગોપાળદાસ ... ... ... ... ... ... ૧

## પોરબંદર.

મી. અંબારામ મંગળજી હેડમાસ્તર મદ્રેસા અન્જુમન|અખ્બાર ૧
મી. જીજીભાઇ મુળુભાઇ વીદ્યાર્થી ... ... ... ... ૧
મી. મેહબતશીંધજી રાધુભાઇ વિદ્યાર્થી... ... ... ... ૧
મી. પુંજાજી મોવાજી વિદ્યાર્થી... ... ... ... ... ૧
મી. તેજી કામીના... ... ... ... ... ... ... ૧
મી. મકનજી ભોજાભાઇ કયુરેટર કાર્કુન પોરબંબર... ... ૧
મી. જાદવ–વીરા-દેશારી માસ્તર ... ... ... ... ૧
જોશી કાળા ત્રીકમજી ... ... ... ... ... ... ૧
મી. જેશંકર આત્મારામ માસ્તર ... ... ... ... ૧
માસ્તર અરજુન નાનજી... ... ... ... ... ... ૧

## ભુજ

મી. કલ્યાણજી રતનશી હેડમાસ્તર એંગ્લોવરનેકયુલર સ્કુલ... ૧
મી. નાનાભાઇ સંઘજી સ્ટુડન્ટ... ... ... ... ... ૧
મી. કાશીરામ વજેશંકર સ્ટુડન્ટ... ... ... ... ... ૧
મી. મુળેશંકર દયાશંકર સ્ટુડન્ટ... ... ... ... ... ૧
મી. માણેકલાલ દેવશંકર સ્ટુડન્ટ ... ... ... ... ૧
મી. છગનલાલ ત્રીકમજી સ્ટુડન્ટ ... ... ... ... ૧
મી. દલપતરામ શીવજી સ્ટુડન્ટ... ... ... ... ... ૧
મી. હરીશંકર મકનજી સ્ટુડન્ટ... ... ... ... ... ૧

## જામનગર.

શેઠ કરસનભાઇ પુંજાભાઇ કસ્ટમ કમીશનર... ... ... ૫
શેઠ માહમદભાઇ... ... ... ... ... ... ... ૩
શેઠજી અલ્લા રખા ભાઇ... ... ... ... ... ... ૨
મનોરંજક લાઇબ્રેરી... ... ... ... ... ... ... ૧

## ભાવનગર.

બાશ્રી વખતુબા ઉર્ફે નાનીબા... ... ... ... ... ૧
બાશ્રી વઢવાણવાળાં... ... ... ... ... ... ... ૧
બાશ્રી મહુવાવાળાં... ... ... ... ... ... ... ૧
બાશ્રી વાંકાનેરવાળા ... ... ... ... ... ... ૧
બાશ્રી કેસર કુંવર... ... ... ... ... ... ... ૧
બાશ્રી તલાજાવાળાં ... ... ... ... ... ... ૧
રાજ્યકુંવરી શ્રી રામબા ... ... ... ... ... ... ૧
રાજ્યકુંવર શ્રી કેશરીસીંઘજી વી. કાલુભા જાડેજા ... ... ૧
મહારાજગર સવાઇગર સ્ટુડન્ટ ... ... ... ... ... ૧
શા. હરજીવન પરશોત્તમ... ... ... ... ... ... ૧

જમાદાર હસનભાઇ દાઉભાઇ શેખ... ... ... ... ૧
શા. છોટાલાલ ગીલા ઉમેદવાર... ... ... ... ... ૧

વીરમગામ.

મી. મોતીલાલ પરસોત્તમદાસ પોસ્તમાસ્ટર ... ... ... ૧

રંગુન.

ભગનજી રામચંદ કાપડીયા ... ... ... ... ... ૧

કોચીન.

ભટ નરોત્તમદાસ વીષ્ણુરામ ... ... ... ... ... ૧
શેઠ ગોકલદાસ જુઠા ... ... ... ... ... ... ૧

પાટણ.

મી. કસનલાલ ન્યહાલચંદ ... ... ... ... ... ૧

વડોદરા.

મી. વસનજી ડહાભાઈ દેસાઈ. સુપરીનટેનડન્ટ સ્કુલ આફ્ એગ્રીકલ્ચર... ... ... ... ... ... ... ૧

શીકારપુર.

મી. બાબાજી કેશવ ભોંસલે. ડ્રોઇંગ માસ્તર શીકારપુર હાઇસ્કુલ.. ૧

મોણપર.

મી. દેવશંકર મુળજી પંડ્યા ... ... ... ... ... ૧

ધુળીઆ.

મી. ગોવરધનદાસ મોતીરામ મેનેજર "ઍાલબર્ટ પ્રેસ."..... ૧

વીરપુર.

કુમાર શ્રી હમીરસીંહજી ... ... ... ... ... ... ૧

---

## સૂચના.

આ પુસ્તક જુની હનુમાન ગલ્લીમાં વૈદ્ય મુળશંકર પુરુષોત્તમની દુકાનેથી, તથા કાળકાદેવીના રસ્તા ઉપર પંડીત જ્યેષ્ઠારામ મુકુંદજી, તથા ઈશ્વરદાસ લાયબ્રેરીમાંથી મળશે. જોઇએ તેઓએ આના દશ ૧ પુસ્તકના, અને એક આનો પોસ્ટેજનો મોકલી મંગાવી લેવું. વધારે નકલો ખરીદનારને સારૂં કમીશન આપવામાં આવશે.

મુંબઈ જુની હનમાન ગલી ઘર નં. ૧૧૫ } મહીધર પુરુષોત્તમ વૈદ્ય.